# ી હકીકત

અથવા

# દનું સ્વાત્મચરિત્ર

પટેંબર ૧૮૩૩થી તે ૧૮મી સપટેંબર ૧૮૬૬ સુધી]

(ભાગ ૧ લો-સચિત્ર)

[પુનર્મુદ્રણ]





કવિ નર્મદાશંકર લાલશંકર દવે

# ારી હકીકત

અથવા

# ર્મદનું સ્વાત્મચરિત્ર

સપ્ટેંબર ૧૮૩૩થી તે ૧૮મી સપ્ટેંબર ૧૮૬૬ સુધી]

(ભાગ ૧ લો – સચિત્ર)

[ પુનર્મુદ્રણ ]






કવિ નર્મદાશંકર લાલશંકર દવે

: પ્રકાશક :

[illegible]

પુસ્તક મળવાનું ઠેકાણું :—

ભારતભરના બધા પ્રતિષ્ઠિત બુકસેલરો પાસેથી

અથવા

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ (સ્થાપના : ૧૮૮૪

હનુમાન બિલ્ડીંગ, ૩૦૮, બજારગેટ સ્ટ્રીટ,

રીઝર્વ બેંકની પાછળ, કોટ, મુંબઇ ૧ F



| | | |
|---|---|---|
| ઇ. સ. ૧૯૩૩ | પ્રથમ પ્રકાશન | વિ. સં. |
| ઇ. સ. ૧૯૬૬ | પુનર્મુદ્રણ | વિ. સં. |

આમ પ્રજા અને સાક્ષરવર્ગ નિર્ભર્ત્સનાથી પ્રવૃત્ત થયો છે, તે માટે કવિશ્રીનો પવિત્ર જીવાત્મા આનંદ પામતો હશે, એવી કલ્પના થઇ શકે છે.

કવિ નર્મદાશંકરને અને "ગુજરાતી" પત્રને ફોઇ-ભત્રીજાને સંબંધ છે. એટલા માટે એમની જન્મ-શતાબ્દી-ઉત્સવ પ્રસંગે અમે કવિનું સ્વાત્મચરિત્ર તા૦ ૨૭-૮-૧૯૩૩ ના "ગુજરાતી" પત્રના અંકમાં છાપી વાચકોના કરકમળમાં અર્પણ કર્યું છે. જેથી કવિના કાર્ય અને જીવનની સ્મૃતિ ફરીથી તાજી થાય. આ પુસ્તક અમે ગ્રંથરૂપે ફરી સચવાઇ રહે તેટલા માટે છૂટો છાપ્યો છે. આ પહેલો ભાગ છે. આ ભાગમાં કવિશ્રી ન્હાનાલાલે "કવિમિલન" નામનો પોતાનો લેખ એક ઉપોદ્ઘાત તરીકે છાપવાની રજા આપી તે માટે તેમનો ઉપકાર માનું છું.

હવે પછી બીજો ભાગ પ્રકટ થશે. એમાં કવિએ પોતાના જીવનની જે મુખ્ય મુખ્ય નોંધો કરી રાખી છે, તેમાંથી કેટલુંક, જે જૂના કાગળોમાં નષ્ટ થતાં બચી ગયું છે તે છપાશે. સાથે તેમનાં પત્ની શ્રી ડાહીગવરીની નોંધ, તેમની સાથેનો કવિનો પ્રસંગ, તેમના સમયના વિદ્વાનો વગેરે સાથેનો તેમનો પત્રવહેવાર, વિદ્વાનોએ તેમની સાથે કરેલો પત્રવહેવાર, કવિના પોતાનાં કાવ્યો વિષેનો પોતાનો મત, વગેરે ઘણી જાણવા જેવી હકીકતો કવિના જ શબ્દોમાં આવશે. વચ્ચે કેટલીક સાંકળો ગોઠવવા માટે અમારી તરફથી દરનું ઉમેરવામાં આવશે. સારાંશ એ કે કવિના જીવન, સમય, કાર્ય, પ્રવૃત્તિ વિશે જેટલાં કંઇ સાધનો ઉપલબ્ધ થયાં છે તે સર્વનો સમાવેશ આ પુસ્તકના બીજા ભાગમાં કરવામાં આવશે. એ ઉપરાંત ગ્રન્થનું કદ જો વધી નહિ જશે તો કવિએ નાગરોત્પત્તિ સંબંધી જે લખાણ કર્યું છે, તે તથા કવિ વલ્લભદાસનો "નાગરોત્પત્તિ અને નરસિંહ મહેતાના પુત્ર શામળશાહનો વિવાહ" એ પણ છાપી પ્રગટ કરવામાં આવશે. આ કાવ્ય નાગરોએ ખાસ વાંચવા જેવું અને સંગ્રહ કરવા જેવું છે. છેવટે કવિ[illegible] ગ્રન્થો, કાવ્યો, લખાણો વગેરેની એક સંપૂર્ણ યાદી, અપ્રકટ ગ્રન્થો, [illegible] વગેરેના થોડા નમૂના પણ છાપવાનો અમારો ઇરાદો છે.

ગુજરાતની સુજ્ઞ અને સાહિત્યપ્રેમી જનતાએ કવિ નર્મદનો સોમા વર્ષનો જન્મોત્સવ ઉમંગથી ઉજવ્યો તે માટે તેને અને ગુજરાતી સાહિત્યપરિષદ સમિતિને ધન્યવાદ ઘટે છે. પરિષદ સમિતિએ જે ચિત્રાવલી [illegible] સ્મારક ગ્રન્થ પ્રકટ કર્યો છે તે સર્વ રીતે ઉત્તેજનને પાત્ર છે. આ રી[illegible] આ ગ્રન્થમાં [illegible] પૂરી પાડેલી સામગ્રી ઉપરથી અન્ય વિચારક લેખકોને કવિ[illegible] જીવનચરિત્રનું [illegible] વિશે સારો ખ્યાલ આવશે, એવી અમને આશા છે. [illegible] છે.

મુંબઈ
સં. ૧૯૯૦ પ્રબોધિની એકાદશી

પ્રકાશક: નટવરલાલ [illegible]છારામ દેસાઈ [illegible] જીવન[illegible]

# પુનર્મુદ્રણ સમયે–



સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ભાષાવાર આન્તરરચનાના રાજદ્વારી પરિણામો ગમે તે આવ્યા હોય; તેનું એક સારૂં પરિણામ એ આવ્યું દેખાય છે કે તે તે રાજ્યની પ્રાદેશિક ભાષાઓની જૂની સાહિત્યકૃતિઓનો–અભ્યાસ માટેના પાઠ્યપુસ્તક તરીકે તે નિયુક્ત થવાથી–જીર્ણોદ્ધાર થઇ રહ્યો છે. કોઇ પણ પ્રદેશની ભાષારચના અને તેના સાહિત્યસર્જનના ઐતિહાસિક અભ્યાસની દૃષ્ટિએ આ એક ઇચ્છનીય પરિણામ ગણી શકાય.

એ જ ઉપક્રમે, કવિ **નર્મદ**ના જીવનવૃત્તાંતના પૂર્વાર્ધ સમા આ **"મ્હારી હકીકત"**ના ગ્રન્થના પુનર્મુદ્રણનો અવસર અમને પ્રાપ્ત થયો છે. જૂની કૃતિઓના જીર્ણોદ્ધારના કાર્યમાં અમારો યત્કિંચિત ફાળો આપવાની અમને મળેલી આવી તક બદલ અમે વાજબી ગર્વ લઇ શકીએ; કારણ કે કવિની ઘણી કૃતિઓ–જેની યાદી પાછળ આપી છે–તે સર્વ પ્રથમ મુદ્રિત કરવાનો યશ પણ "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસને ફાળે જ જાય છે.

આ પુનર્મુદ્રણ વખતે એક ખુલાસો કરવો જરૂરી લાગે છે: પ્રુફરીડીંગ (Proof-reading) વખતે અંદર આવતાં કેટલાક વિશેષ નામોની જોડણીમાં ન માની શકાય એવી ભૂલ યા વિચિત્રતા દેખાઇ હતી. દા. ત. દાદાભાઇ નવરોજીના નામમાં **નવરોજી** (જે ખરૂં છે તે)ને બદલે (પા. ૪૨, ૬' પેરા નં. ૬, ૧ લી લીટીમાં) 'નવરો'ર'જી' આગલી આવૃત્તિમાં છપાયું હતું. દેખીતી રીતે જ, એ ક્યાં તો બીબાં ગોઠવનાર (Compositor)ની ભૂલથી યા પ્રુફ વાચક (Proof-reader)ની શરતચૂકથી જ છપાયું હશે, એમ માની શકાય છે. કવિ નર્મદ જેવો પ્રખર બુદ્ધિમાન સાહિત્યકાર વિશેષ નામની જોડણીમાં આવી હાસ્યાસ્પદ ભૂલ કરે નહિ. તેવી જ રીતે, બીજી [illegible] કેટલીક છાપભૂલો–Printers devil–આગલી આવૃત્તિમાં રહી જવા પામેલી આ વખતે દેખાઇ છે. અનવધાનપણે રહી જવા પામેલી આવી કેટલી ત્રુટિઓ 'શુદ્ધિપત્રક' તરીકે અન્યત્ર છાપી છે. તે તરફ વિદ્યાર્થીઓ તેમજ પ્રાધ્યાપકોનું ધ્યાન દોરીએ છીએ. કવિની અન્ય કૃતિઓની યાદી છેવટે છાપી છે. તે તરફ પણ અભ્યાસકોનું ધ્યાન દોરીએ છીએ–કવિના જીવન ને કવનના અભ્યાસના સંદર્ભમાં કવિની એ અન્ય કૃતિઓનો અભ્યાસ પણ ઉપયુક્ત નીવડે, એ ઉદ્દેશમાત્ર. અલબત્ત, તેમાંની કેટલીક કૃતિઓ આજે અલભ્ય બની ગઇ છે.

કવિના જીવનવૃત્તાંતના ઉત્તરાર્ધ સમા **"ઉત્તર નર્મદ ચરિત્ર"**ના પુનર્મુદ્રણનું કામ પણ હાથ પર ધરવામાં આવ્યું છે. [illegible] શૈક્ષણિક [illegible] ને વિદ્યાર્થીઓને મળી રહેશે, એવી આશા છે.

# નીડર નર્મદ

સચ્ચાઈ, નીડરતા ને નિખાલસપણું કવિ નર્મદાશંકરના સર્વમાન્ય
શિષ્ટ લક્ષણો છે. આવા માણસોના હૃદયમાં જે આગ હોય છે તે તેમના
ખાણોમાં આપમેળે પ્રગટ થાય છે. એવાઓની શૈલી એમના વ્યક્તિત્વની
પૂર્ણપણે દ્યોતક હોય છે. આથી જ કવિ નર્મદાશંકરના ગમે તે સર્જન પર
ાખ મીંચીને આંગળી મૂકતાં એના લેખકનો સાચો પરિચય મળી રહે છે.

આવી વ્યક્તિ પોતાની હકીકત કહેવા માંગે ત્યારે એના ઉપર્યુકત સર્વ
ક્ષણો તેમાં સર્વાંશે પ્રકટ થવા પામે. 'મારી હકીકત' કવિ નર્મદાશંકરનું
ડર, નિખાલસ, સચ્ચાઈથી ભરેલું પુસ્તક છે. જેમાં કવિ પોતાની જાત
રનું ઢાંકણું દૂર કરી જિંદગી જે રીતે પોતે જીવ્યા છે તે રીતે તેનું બ્યાન
રે છે, સાચે જ 'થઈ [illegible] દઈ જંગમાં નિજ હક્ક માગે' એ પોતાના
વનનું સૂત્ર, બન્યું તે રીતે, પોતાના જીવનમાં સાર્થક કરવાનો પોતે પ્રયાસ
યો છે. પોતાની સાચી વાત કહેતાં તે કદી શરમાયા નથી. પરંતુ આશ્ચર્યની
છે કે ગુણવત્તામાં એમના કરતાં કંઈક અંશે ઓછા એવા ભદ્રનામે
। એમના કેટલાક મિત્રોને કવિની આ હકીકતો પોતાને શરમાવનારી
અને પરિણામે કહે છે કે 'મારી હકીકત'ની બધી નકલો તેમણે
નાંખી.

સદ્‌ભાગ્યે જે નકલ સુરક્ષિત રહી તેના પરથી [illegible] ૧૯૩૩માં
ણ કર્યું અને "ગુજરાત વિ[illegible] [illegible]ના આજે
વરસે અમે તેનું ત્રીજું પુન[illegible]





આપણે ત્યાં લખાયલી આત્મકથાઓનાં ઇતિહાસમાં એ જમાનામાં
લી કવિ નર્મદની 'મારી હકીકત' કોઈ પણ ધોરણે માપતાં એ સીમા
ેવી છે એમાં શંકા નથી.

વ[illegible] લેખનસંપ્રદાયના સંદર્ભમાં આ જૂના પુસ્તકને નવેસરથી વાંચતાં
સિ[illegible]ાં કદાચ જણાશે કે નર્મદ ખરેખર પોતાના જમાના કરતાં ઘણો
હતો. સંભવ છે કે 'મારી હકીકત'ના લેખક કવિ નર્મદાશંકર આજે
હોત તો આપણા નૌતમ લેખકોએ તેમને પોતાના અગ્રણીપદે
હોત.

૧૮૭૧ માં નર્મદને બારણે તળ સૂરતમાં યે, રાયટ કેસના ખટલાનું એક છમકલું છમકી ગયું હતું.

૧૮૭૭ ના દરબારનું રાજકીય રહસ્ય સ્વ. ઇચ્છારામભાઇએ એમના 'મહારાણી શ્રીવિકટોરીયાના જીવનચરિત્ર'માં પા. ૨૯૧ મે કાંઇક ભાખ્યું છે. "રાણીશ્રીના હસ્તકમાં ભરતખંડનું રાજ્ય આવ્યા પછી યૂરોપમાં ઘણી મોટી ચર્ચા ચાલી રહી કે ભરતખંડમાં રાણીશ્રીની પદવી કેવી ને કેટલી? તે ભરતખંડના રાજારાણાઓથી શ્રેષ્ઠ કે નહીં?' 'અત્રેની પ્રજા પણ એમ માનતી ને સરકારી દસ્તાવેજો પરથી એમ જ જોવામાં આવતું કે પહેલા વર્ગના રાજાઓ કરતાં રાણીશ્રીની સત્તા શ્રેષ્ઠ નહીં હોય.' '૧૮૬૮ માં ઇરાનના શાહે લખેલા એક દસ્તાવેજના સંબંધમાં ઘણો વાંધો ઉઠયો.' 'આવી બાબતનો નિવેડો થવો જોઇએ.' 'ઈંગ્લાંડમાં ખાનગીમાં જ નક્કી થયું કે પાટવી કુંવરને ભરતખંડમાં મોકલી રાજારાણાની ઇચ્છાઓ કેવી છે × × તે તપાસવું.' 'તેવામાં રશિયાના ઝાર બીજા નિકોલસે મધ્ય એશિયાના શહાનશાહનો ખિતાબ ધારણ કીધો.' અને પ્રશિયાનો રાજા તે પેરીસમાં જર્મન કયસર થયો. 'મી૦ ડીઝરાયલીએ ૧૮૭૬ માં પાર્લમેન્ટમાં એક બીલ રજૂ કીધું.' 'વાંધો લેવામાં મી૦ ગ્લાડસ્ટન મુખ્ય હતો.' મોક્ષમૂલર ભટ્ટે કહ્યું; 'મહારાજ્ઞી' પદ ઠીક છે; સર વિલ્યમ મ્યૂરે 'કૈસરે-હિન્દ' પદ કહ્યું, ને તે સન્માન્ય થયું. 'અત્યાર સુધી રાણીશ્રીને ૩૧ તોપનું માન મળતું હતું, તેને બદલે હવેથી ૧૦૧ તોપનું માન' નિર્ધારાયું. મદ્રાસ, મુંબઇ, કલકત્તાથી ઉપડેલાં બ્રિટીશ તોપખાનાએ સિન્ધુકાંઠે મોરચા માંડ્યા, ત્હારથી વસ્તુતઃ હિન્દનું સાર્વભૌમત્વ બ્રિટનના રાજવીને સાંપડેલું છે; પણ જે Subsidiary Alliance થી દેશી રાજ્યોને વશ કીધાં એ રાજદસ્તાવેજોમાંનો Alliance શબ્દ આજ પણ સાર્વભૌમત્વને અન્તરાયે ઉભે છે. ગાયકવાડ નિજને Ally માનતા તે મટી ગયા. નિઝામ હજી, ૧૯૩૨ સુધી, Your Faithful Ally ઉચ્ચારે છે. અફ્ઘાનિસ્તાન ને નેપાળના રાજવીઓ His Highness હતા તે His Majesty થયા છે. ૧૮૭૭ નો, ૧૯૦૩ નો, ૧૯૧૧ ના એ દિલ્લી દરબારો, આ ઇતિહાસદષ્ટિએ વિચારતાં તો, જે De Facto હતું તેને De Jure કરાવવા કાજેના હતા. બ્રિટીશ રાજમંત્રીઓની આજ સુધીની સાર્વભૌમત્વ કાજેની રાજરમત રાજભૂલ હશે કે નહીં હોય; પણ એ ત્રણે રાજપ્રસંગોએ ભારતપ્રજાને કો ચિરસ્થાયી પ્રજાહક ન નિવાજવાની અને એમ પ્રજાહૈયામાં અખંડ સ્થાન મેળવી ન લેવાની મહારાજભૂલ તો બ્રિટીશ મંત્રીશ્વરોએ કીધી છે. ૧૮૫૮ ના દરબારપ્રસંગે પ્રજાને ઢંઢેરો બક્ષ્યો હતો એ વાત પછીના મંત્રીશ્વરો વીસરી ગયા.

એ રાજઉત્સવો પ્રજા ઉત્સાહથી ઉજવતી, ભાવ ને ધનની રેલો રેલવતી; પણ ઠાલી હાથે ઘેર આવ્યે નિરાશ ને મનોભંગ થતી. સારો વિશ્વઇતિહાસ શોધી વળજો. કોઇ દેશમાં કોઇ કાળમાં ચિરનમતી પ્રજા નવાજેશવિહોણા રાજદરબાર ચિરસ્થાયી પ્રજાપ્રેમ પામ્યા છે ?

ઇલ્બર્ટ બીલની કથા તો ઇતિહાસજાણીતી છે. ૫૮ ના ઢંઢેરામ મહારાણીજીએ પ્રજાસમભાવનું પ્રજાવચન ઉચ્ચાર્યું હતું કે, 'અમારો બીજ સર્વ રૈયત બાબત જે રાજધર્મ અમો અવશ્ય માનીએ છીએ, તે રાજધર્મ હિન્દુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમો પાળવો જોઇએ એવું અમો સમજીએ છીએ; અને ઇશ્વરની કૃપાથી સર્વ વાસ્તવિક રીતે તથા અંતઃકરણથી પાળીશું.' મહારાણીજીનો રાજકોલ પછી પળાયો નથી, ને ખુદ હિન્દમાં જ હિન્દી-ઇંગ્રેજ વચ્ચે રાજઆડકોટો ઉભા થયા છે. પ્રજાહિતૈષી વાઇસરોયે એ દીઠું, ને કોલભંગ લાગ્યો. એવા કેટલાક રાજઆડકોટ વિદારવાનું રીપનને બી ઝડપ્યું. બ્રિટીશ મન્ત્રીઓની પરવાનગી લઇ હિન્દી રાજસભામા બીલ દાખલ કીધું. હિન્દવાસી ઇંગ્રેજોએ પ્રચંડ વિરોધ કીધો. દન્તકથા સાચી હોય તો પડદા પાછળ કંઇ કંઇ ખેલ ખેલાયા. અન્તે ઇંગ્રે વિરોધે સરકાર હારી, ને બીલ પડતું મૂકાયું; ને હિન્દી નેશનલ કોન સ્થપાઇ. ઇલ્બર્ટ બીલને વિરોધ હોત નહીં તો કદાચ કોંગ્રેસ સ્થ નહીં. ત્ય્હારનો જ માત્ર નહીં, આજનો જ નહીં, ઇંગ્રેજો હિન્દમાં એ ઇતિહાસ સીમાપર્યંતનો એ રીપનપૂછ્યો પ્રશ્ન સદાનો ખડો કે મહારાણીજીનો ઢંઢેરામાંનો રાજબોલ સરકાર પાળશે ? કે ન હિન્દુ, ઇસ્લામી, પારસી – સમસ્ત હિન્દીઓને ઇંગ્રેજો જમણી ડાબી આંખ જેવા સરખા ગણશે ? કે નહીં ? હિન્દબ્રિટનની ચિરસ્ મૈત્રીનો, સંસ્કૃતિઓના સંગમનો એ તો તાત્ત્વિક પાયો પ્રજાહિતૈષી રીપન મહારાજનો, દલપત-ફારબસની મિત્રબેલડીનો ઇતિહાસસન્દેશ છે. હિન્દબ્રિટનની મૈત્રી એ દલપતભાવ હતો, હિન્દબ્રિટનના મૈત્રીદ્રષ્ટાઓ; સૌની દૃષ્ટિએ પ્રજાભેદો એ અન્તરાયો જ છે; પછી એ ભેદો હિન્દીઓએ બ્રિટીશરો શું માંડયા હે બ્રિટીશરોએ હિન્દીઓ શું માંડયા હોય. બે રથચક્રો સમાન હશે આગળ ધપશે; બે રથચક્રો અસમાન હશે તો, પેલા ઘાંચીની ઘાણી રથ ચક્રાવો ખાતો જ ઘૂમ્યાં કરશે.

અને ત્રીજો રાજપ્રસંગ હતો રીપનબક્ષ્યા સ્થાનિક સ્વરાજ્યના કા ઓની મહત્તા હિન્દીઓ ત્ય્હારથી સમજે છે. ગુજરાતના પાટનગર અમ

મ્યુનિસિપલ હોલ રીપનહોલ કહેવાયો. પ્રજા આનન્દને ઉછાળે ચ્હડી; રીપનમહોત્સવ ઉજવાયો; દલપતરામે ગાયું :

> હક આપી એણે હોલની આ દેશી જનની દાઝને.
> × × × ×
> તજી પક્ષપાતની વાતને નિષ્પક્ષપાત ધર્યો ઘણો,
> ઇનસાફ આપ્યો એકસમ દેશી અને ગોરા તણો.
> × × × × ×
> રિપને અધિક ઓપાવિયું મહારાણીજીના રાજને.

ઇંગ્રેજી રાજનીતિ પ્રજાહૈયે બેઠી ને સત્કારાઇ. સોનાને ખીલે રીપને ઇંગ્રેજી રાજ્યને હિન્દહૈયે જડયું. આપણા હરિ હર્ષદ ધ્રુવે તો અનેક પદો રચી સ્થાનિકસ્વરાજ્ય ગીતાવલિ પ્રકટ કરી. રીપને ઇંગ્રેજી રાજ્યને અર્ધી સદીનું અધિકું આયુષ્ય અર્પ્યું. બ્રિટીશ પ્રજા સન્મુખ બે હિન્દી રાજનીતિઓ ખડી છે: એક રીપનરાજનીતિ, બીજી કર્ઝનરાજનીતિ. બ્રિટિશ પ્રજાને રૂચે તે સ્વીકારે.

નર્મદે પણ એ પ્રજાઆનન્દ અનુભવ્યો. એ રીપનબક્ષ્યો કાયદો Local Self-Government નો–સ્થાનિક સ્વરાજ્યનો કહેવાયો. નગરનગરની સ્વરાજસિદ્ધિમાંથી નર્મદહૈયે વિશાળા કોડ જાગ્યા, ને ધર્મવિચારમાં પા. ૮ મે નર્મદહૈયું ઉચ્ચરી ઉઠ્યું કે: 'સ્વરાજ્ય થાય તેને માટે દેશાભિમાન છે એમ તો સુધારો સ્પષ્ટ બોલી શકયો નહીં.'

હિન્દી પ્રજાકીય મહાસભામાં સ્વરાજ્યમન્ત્ર ૧૯૦૬ માં કલકત્તામાં દાદાભાઇએ હિન્દને આપ્યો; એ પહેલાં વીશેક વર્ષ પૂર્વે નર્મદે એ શબ્દ ગુજરાતને આપ્યો. સ્વદેશાભિમાન શબ્દ નર્મદે ગુર્જરકોશમાં લખ્યો હતો; સ્વરાજ્ય શબ્દથી પણ એ જ કોશકારે ગુર્જર શબ્દકોશને સમૃદ્ધ કીધો. સ્વદેશાભિમાન ને સ્વરાજ્ય એ બે ગુજરાતને નર્મદદીધા રાજમન્ત્રણાના વારસા.

અને સંસારસમાજના પણ નવવંટોળ ત્ય્હારે દેશમાં વાતા હતા, અને પ્રજાકલ્યાણના ચિરસ્થાયી કાળપર સિદ્ધાન્તારૂઢ ન્હોતા ત્હેમને ડોલાવતા હતા. ઉચ્છેદક સુધારકો ત્ય્હારે પશ્ચિમની એક જ દિશામાં દોડતા હતા. દલપતરામ કહેતા કે નવું સારૂં બેશક ગ્રહણ કરો, પણ આપણું સારૂં ઉશેટી દેશો મા. આપણા ઉચ્છેદકો, સદા ને સર્વત્ર હોય છે તેમ, ત્ય્હારે ઉત્સાહબ્હેરા હતા. એમને સાંભળતા કીધા કાંઇક થિયોસોફીએ ને કાંઇક આર્યસમાજે. કુચબિહારના લગ્નના ઝઘડાથી બ્રહ્મસમાજ એવામાં

ભાગી ને એકની બે થઇ હતી. કેશવના 'અન્તર્યામીના બોલ'થી સમાજનું ગૌરવ તેજસ્વી થયું ન્હોતું, ઝંખવાયું હતું. પૃથ્વીના દેશેદેશ ઘૂમીને મેડમ બ્લેવેટસ્કીએ કહ્યું કે પશ્ચિમનો સુધારો જડવાદી–પાર્થિવ છે, પૂર્વનો સુધારો અધ્યાત્મવાદી બ્રહ્મજ્ઞાનભરપૂર છે. એમણે હિન્દને કહ્યું કે ત્હમારો ખજાનો ખોજો. અને એવામાં જ આર્યત્વનો ઉદ્ધારક સૂર્ય ઉગ્યો-મહર્ષિ દયાનંદ સરસ્વતી. 'અનાર્યત્વ અસ્વર્ગ્ય ને અકીર્તિકર છે, આર્યત્વ સ્વર્ગ્ય ને કીર્તિકર છે' એ શ્રી કૃષ્ણભાખ્યા ગીતામન્ત્રની ઘોષણા સ્વામી દયાનન્દે હિન્દભરમાં પાછી જગાડી. એના પડઘા ગુજરાતે પણ પડ્યા, ને નર્મદે પણ ઝીલ્યા. કરસનદાસ મૂળજી પછી 'કૃષ્ણદાસ' કહેવાયા; દેશાભિમાનનું પરિવર્તન થઇ આર્યત્વનું અભિમાન જાગ્યું; જુઓ! ભણી નર્મદે દેશગર્જના કીધી; કાવ્યવિચાર નહીં, દેશવિચાર નહીં, ઇતિહાસવિચાર નહીં, ધર્મવિચારને કાળઘાટે કવિ જઇને પદ્માસન વાળી બેઠા. જૂના મિત્રોએ "દાંડિયા" જેવી ડાંડી પીટી મજાકો કીધી, લોક આશ્ચર્યમુગ્ધ થયું, ગુજરાતની દુનિયા ઘડિક ડહોળાઇ ગઇ, ધરતીકમ્પ જેવો વિચારક પ્રજાઅગ્રણીઓને આંચકો વાગ્યો. પણ નર્મ કવિએ તો પદ્માસન વાળ્યું તે વાળ્યું. ઓમકારનો પ્રલંબ શંખનાદ કરી કવિ ઉચ્ચર્યા કે બુદ્ધિવાદ નહીં, સંસારરમણ નહીં, પ્રવૃત્તિપ્રવાહ નહીં. ધર્મ એકજ આયુષ્યનું પરમ સત્ય છે.

પશ્ચિમપન્થી મટી પૂર્વપન્થી થવાનું કવિજીવનમાં ત્રીજું કારણ નીવડયું એમનું ઇતિહાસચિન્તવન. સૈકાનો ૮ મો દશક બેસતાં ૩૭ વર્ષની પક્વ વયે કવિ નર્મદ ઇતિહાસ આલોચવા બેઠા, કાળબ્રહ્મને ઢૂંઢવાને નીકળ્યા. એ પૂર્વે, ને સૂરત આવ્યા પછી, '૬૬ માં સૂરતની મુખ્તેસર હકીકત કવિએ સંગ્રહી હતી, ને સૂરતીનું નગરઅભિમાન સંસ્કારીને સતેજ કીધું હતું. '૬૭ માં મેવાડની જાહોજલાલીનો વીરરસ સંક્ષેપમાં સારરૂપે ઉચ્ચાર્યો હતો. પછી નગરઅભિમાન વિસ્તાર પામીને દેશાભિમાન થયું, ને ૧૮૬૮–૬૯ માં નર્મદે ગુજરાતીઓની સ્થિતિની ઇતિહાસઆલોચના કીધી. ઇતિહાસદર્શન દૃષ્ટિમર્યાદા જેવું છે; એને છેડો જ નથી; જેમ જેમ એની ભણી જઇએ તેમ તેમ તે આઘું જાય છે. કવિનો આત્મા સૂરતની, ગુજરાતની, કે મેવાડની હકીકતે તર્પાય એવડો જ ન હતો. એ પ્રજાકથાઓ તો વિરાટની અંગુલિઓ હતી; એ અંગુલિદર્શને નર્મદને વિરાટદર્શનના મનોરથ થયા. '૭૦ માં રામાયણનો, મહાભારતનો, ઇલિયડનો સાર લખી જગતનાં પંચમહાકાવ્યોમાંથી ત્રણ મહાકાવ્યો પોતે ભણી ગુજરાતને ભણાવ્યા. પછી મ્હોરેલી મહામાનવતા નિહાળી, પૂજી, ને મહાપુરુષોનાં ચરિત્રો આલેખ્યાં. ત્હો ય સમસ્ત જગતનો ઇતિહાસ, માનવવંશની કાળકથા, પૃથ્વીની મહાપ્રજાઓની ઉથલપાથલો દીઠા વિના નર્મદને જગતદર્શન અધૂરૂં લાગ્યું. તેથી ૧૮૭૪ માં મહાદર્શન

૧ હું–એટલે જગતના પ્રાચીન ઇતિહાસનું સમગ્રદર્શન કીધું, અને લખ્યું. અને પછી છેલ્લેવ્હેલ્લે રાજ્યરંગ–એટલે સોળ તિથિઓના જેવાં સોળ દર્શનમાં જગતનો પ્રાચીનઅર્વાચીન ઇતિહાસ લખ્યો. નર્મદે ત્ય્હારે કાલોર્મિ ઉચ્ચરતા વિરાટનારાયણને નિરખ્યાં. નર્મદનો એ જીવનપલટો.

બાયરનને નહીં, દયારામને નહીં, કાલિદાસને નહીં: નર્મદ હવે વિરાટને નિહાળતો થયો; પૃથ્વીની પ્રજાઓના ઇતિહાસમાંથી ગુર્જર મહાપ્રજાના લોકકલ્યાણમાર્ગ શોધતો થયો. બ્રહ્માંડમાળામાં સૂર્યમાળા નર્મદને ન્હાની લાગી; સૂર્યમાળામાં પૃથ્વી ન્હાની લાગી; પૃથ્વીભરની ઉથલપાથલોમાં ગૂર્જરદેશે પ્રવર્તતી કાળસંક્રાન્તિ ન્હાની લાગી. કાળબ્રહ્મનાં ઓઘ, ગામ્ભીર્ય, વિશાળતા નર્મદે નિહાળ્યાં. નર્મદ કવિવરને ત્ય્હારે થયું કે દાયકો તો કાળબ્રહ્મના સાગરતટના વેળુઢગનું એક અણુપરમાણુ છે. મહાપ્રજાઓના વિનિપાત ને ઉદ્ધાર વર્ષોથી નહીં, દાયકાઓથી નહીં, સૈકાંઓથી મપાય છે. 'એક છે, અનેક છે; એકમાં અનેક રાજે છે' વિ. નું ગુર્જરવિખ્યાત નર્મદસ્કૂક્ત એ કવિવરે વિરાટદર્શને ગાજીને ગાયું.

નર્મદના સાક્ષરઉદ્યોગનો સમગ્ર હુંડો એમ વિરાટદર્શનમાં પરિણમ્યો. કવિ હતા; ઋતુવર્ણન લખતા, ડોન જુઆન લખતા, સભાઓ ગજવતા, દયારામશાઇ ગરબીઓ લલકારતા, શામળશાઇ વજેસંગચાંદબાની વાર્તા રચતા, વીરરસનાં બ્યૂગલ વગાડતી લાવણીઓ ગાતા, મહાકાવ્યનો મનોરથ સેવતા. એ કવિવરે કાળસાગરમાં ઝોલાં ખાતો માનવવંશને નિહાળ્યો, લોકલોકના ઝીલતા રાસ નિરખ્યા, ત્ય્હારે ઘડીક સ્તબ્ધ થયા; પ્રૌઢા શાન્તિપ્રવાહમાં પડ્યા; ગાંડીવધન્વા ધ્રૂજી ઉઠ્યો હતો એમ ધ્રૂજી ઉઠ્યા; થંભ્યા, વિચાર્યું, વાગોળ્યું; ચક્કર ચક્કર, સુદર્શનચક્રની પેઠે, આંખોને ચકાવો ખવરાવી ખવરાવી દેશસીમાઓ ફરીફરીને નિહાળી જોઇ; રોગ જોયા, અપાતી ઔષધિઓ જોઇ. અન્તે એ સંસારધન્વન્તરીને થયું કે પ્રજારોગનું નિદાન સાચું છે, અપાતું ઔષધ સાચું નથી. ધર્મને વિસારી કેવળ બુદ્ધિવાદથી આપણા કે કોઇ દેશના સંસારરોગ મટે નહીં. કવિને 'ઇતિહાસના અધ્યયનથી કાળમાહાત્મ્ય વધારે મનમાં ઠસ્યું.' (નવલરામ).

નર્મદે નિજની ભૂલ નિરખી, થંભ્યો, વિચાર્યું, વિમાસણમાં પડ્યો. અને પછી ભૂલ્યા ત્ય્હાંથી ફરી ગણનો એ સંસારમીમાંસક ધર્મવિચાર લખવાને પ્રેરાયો.

એ ધર્મવિચારો પછી ધીરે ધીરે આપણા સમસ્ત ગુજરાતીઓના નવા સ્થપાયેલા 'ગુજરાતી' પત્રમાં પ્રકટ થયા. 'ગુજરાતી' પત્રની એ પ્રથમ ગુર્જરસેવા અને નર્મદની એ છેલ્લી ગુર્જરસેવા.

દલપતે આયુષ્યને પ્રથમ પગથિયે ધર્મદર્શન કીધાં હતાં, અને તેથી લાંબા જીવનપન્થમાં આયુષ્યની ભૂલો કોક કીધી હતી. નર્મદે આયુષ્યને છેલ્લે પગથિયે ધર્મદર્શન કીધાં, અને તેથી આયુષ્યની ભૂલો અનેક થઇ હતી. પણ અન્તે ધર્મદર્શન કીધાં એ નર્મદની માનવમહત્તા.

દલપતનર્મદને કવિતા તો સાધન હતું, પ્રજાકલ્યાણ એ જીવનલક્ષ્ય હતું. બેસતા નવયુગના બન્ને કવિવરો હતા; પણ એથીયે અધિકા દલપતનર્મદ આપણા નવયુગના આદ્ય સંસારમીમાંસકો હતા.

'રાજ્યરંગ' લખવાને માટે નર્મદે ન્હાનામ્હોટા ૨૦૦ ગ્રન્થોનું અવલોકન કર્યું, 'ને ઘણા ઇતિહાસ વાંચ્યા, વિચાર્યા.' 'એ બધામાંથી કવિને એ સિદ્ધાન્ત હાથ લાગ્યો કે કોઇ પણ દેશની સ્થિતિ કે વિચારો લાંબા કાળના પરિપાકથી જ બદલાઇ શકે છે.' આ બધાં નર્મદમિત્ર નવલરામનાં વચનો છે. એ રીતે ત્હારે 'યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે–'ના ઉદ્‌ગાતાને 'ધીરે ધીરે સુધારાનો સાર' એ (Social Evolution) સંસારઉત્ક્રાન્તિનો ઐતિહાસિક મહાસિદ્ધાન્ત જગત્ ઇતિહાસના અભ્યાસે સ્હમજાવ્યો. નવલરામ ઉમેરે છે કે 'અનુભવમાં એ કેટલાક વખતથી આવેલું જ, પછી શાસ્ત્રીય (Scientific) સિદ્ધાન્તથી પ્રતિપાદિત થયું.'

નર્મદે જાણ્યું કે 'ધીરે ધીરે સુધારાનો સાર' ગાનારો દલપત ખોટો ન હતો.

નર્મદલાધ્યો એ પ્રજાઉત્ક્રાન્તિનો સિદ્ધાન્ત નર્મદનાં પ્રખ્યાત કાવ્યચરણોમાં છે કેઃ

> રણ તો ધીરાનું, ધીરાનું;
> નહિ ઉતાવળા–કાયરનુંઃ
> રણ તો ધીરાનું, ધીરાનું.

નર્મદના ગર્જતા ગિરિઘોષે પછી ધીર ગમ્ભીર મહાનદનું સ્વરૂપ ધાર્યું.

ધર્મવિચારમાંના નર્મદના અનુભવઉદ્‌ગાર કેટલાક આ રહ્યાઃ

(પાનાંના આંક આપ્યા છે તે ધર્મવિચારની ત્રીજી આવૃત્તિમાંના છે.)

પા. ૨૧૦: સોળ વર્ષે સ્વધર્મથી પતિત રહ્યા પછી પાછો સ્વધર્મના સિદ્ધાન્તને સત્ય માનતો થયો.

પા. ૨૦૯: ૧૯૧૬માં પરમહંસ સભામાં દાખલ થયા. એ (કવિ પોતે) લખે છે કે હું પહેલવહેલો 'સંસ્કારી' સુધારાવાળો ૧૮૫૯માં થયો. નર્મદજીવનકથા, નવલરામ. 'સંસ્કારી' સુધારાવાળો એટલે શું ?

પા. ૨૦૯: નોંધ: અસલ અમારા મુખ્ય વિચારો હતા: "જગત્કર્તા એક છે ને તે સકળ સદ્ગુણયુક્ત છે; અનેક નામ તે ગુણ ઉપરથી. વેદ ઇશ્વરપ્રેરિત નથી; દેવ પિતર નથી–વ્રત જપ તીર્થ એથી ફળ નથી. માત્ર મનશુદ્ધિ જોઇએ. શ્રાદ્ધ નિરર્થક છે. અવતાર વળી કેવા? ઇશ્વર નિરાકાર છે, મૂર્તિ ન પૂજવી. સ્વર્ગનરક એટલે પાપપુણ્યનો બદલો. જીવને જન્માંતર નથી. સૌ માણસ સરખાં છે. જાતિભેદનું પ્રયોજન નથી. અન્યધર્મી સાથે ભોજનવહેવારથી ને મદ્યમાંસ વાપરવાથી પતિત થવાતું નથી. ધર્મક્રિયા આવશ્યક નથી; લગ્નક્રિયા, મરણક્રિયા નિરર્થક છે.'

પા. ૨૦૯: ૧૯૩૦–એ વર્ષને અંતે (સરસ્વતીમન્દિર સ્થપાયા પછી દશેક માસે) બ્રહ્મના તત્ત્વસ્વરૂપ વિષે, તેના અવતરણસ્વરૂપ વિષે, ને વેદ ઇશ્વરપ્રેરિત છે એ વિષે હું નિઃસંદેહ થયેલો.

પા. ૨૦૭: સં. ૧૯૦૮માં પરમહંસ સભા મુંબઇમાં થતી હતી, પણ તે પોતાનું કામ ખાનગી રાખતી. તેનો ઉદ્દેશ લોક ખાવેપીવે જાતિભેદ ન રાખે તેવું કરવાનો હતો...છૂપા સભાસદો નોંધતા...એમાંના કેટલાએક તથા બીજાઓએ મળી ૧૯૨૪માં પ્રાર્થનાસમાજ સ્થાપી. જાતિભેદનો વિષય પડદામાં રાખી એક જગદીશ્વરની ભક્તિનો બોધ બહાર પાડ્યો. એમ દક્ષિણીઓનું જોઇ અમદાવાદના ગુજરાતીઓએ પ્રાર્થનાસમાજ સ્થાપી (૧૯૩૦ માં.)

પા. ૨૦૫: પ્રજાએ હવે કીયો માર્ગ લેવો...ધીરજ રાખવી.

પા. ૨૦૪: દેશની એક જ ભાષા કરવી. ✓

પા. ૨૦૨: ભોગલક્ષુતા વધી ગઇ છે.

પા. ૨૦૧: લોકના અગ્રેસરો પોતાનું ઐક્ય કરી શકતા નથી, તો બીજા કોની વાત કરવી?

પા. ૧૯૦-૯૧: ૧૬૫૮ સુધી લોક સર્વ પ્રકારે સુખી હતા. પછી ૧૧૦ વર્ષ દેશમાં સ્વસ્થતા નહોતી.

પા. ૧૦–૧૧: પરદેશી ખ્રિસ્તી ઇંગ્રેજો જેટલું જેવું સુખ દેશી પરધર્મી લોકને સધળી જાતને સરખી રીતે આપે છે તેવાં છસેં સતવારી વર્ષના કાળમાં (૧૧૯૨ પછી) કોઇ હિન્દુ કે મુસલમાન રાજ્યે આપ્યું છે? ના; રાજ્ય સારૂં છે.........રાજનીતિ બગડવા માંડી છે એમ સમજુકો કહે છે, પણ તેઓ નથી ઇચ્છતા કે રાજ્ય જાય.

પા. ૩૨: વિધવાવિવાહ એ સુધારાના ઇતિહાસનું એક મોટું પ્રકરણ છે, જે વિષય ૨૭ વર્ષ થયાં ગુજરાતી લોકમાં ચર્ચાય છે; જે વિષયમાં બન્ને કવિએ લખ્યું છે–દલપતરામે વધારે.

પા. ૬૫: સતી થવાનો ચાલ બંધ પડવાનો ધારો થયો (ડિસેંબર ૧૮૨૯). સતી થવું એ નિત્યધર્મ, પણ સતી ન થવું, એ સમયનો ધર્મ થયો.

પા. ૧૨૬: અમારૂં મત હવે આ છે કે ધર્માચારે પોતાને ઉંચી માનનારી જ્ઞાતિઓમાં વિધવાલગ્ન ન થવાં.

પા. ૩૩: નર્મકવિતાના શૃંગારમાં જુવાનિયા બહુ રાજી છે, પણ તેમાંના વીર કે શાંતને શું કરવા જુવે? એ સઘળું શું બતાવે છે? ભ્રષ્ટ નીતિ.

પા. ૩૪: મર્યાદા સુઘડતા ભણેલીઓ ઘરમાં ઓછી, પણ બહાર બહુ બતાવે છે.

પા. ૩૪. અમે નથી સમજતા કે સુધારો (વલ્લભી) મહારાજનો પીછો શા માટે નથી મૂકતો?......સુધારો નીતિઅનીતિનો પારેખ થવાનું ડોળ કરે છે, પણ તેનાં કર્મ તે સઘળી બતાવી છે તેની ક્રિયામાં ને કાર્યમાં.

પા. ૩૪: નોંધ: શું બીજા પંથોમાં દુરાચાર અનાચાર છળપ્રપંચ નથી? એ એનું પાપ વિશેષ કે વલ્લભપંથના જારકર્મનું? એ પાપ વિશેષ કે સુધારાનાં ખોટા કર્મનું? યમરાજા કે તેનો ચિત્રગુપ્ત જાણે!

પા. ૩૩: આપણામાં નીચી મનાતી જ્ઞાતિઓએ દારૂથી દૂર રહેવા માંડયું. ત્યારે ઉંચી જ્ઞાતિઓ તેમાં આનંદ માણતી થઇ છે.

પા. ૭૭: ઉષ્ણતા દેખાતી નથી. પણ અસર કરે છે: તેમ પુણ્યપાપની અસર પણ છૂપી ક્રિયાને પ્રકટકાર્ય દેખાડે છે.

પા. ૪૦: સુધારાનો પ્રવાહ અટકયો છે ને ક્ષીણ થયો છે; અમે દિશા બદલાવિયે છીએ...હવે અમે કાળને નમી માનપૂર્વક સુધારાનું વિસર્જન કરીશું.

પા. ૧૧૮: મંડળ (Society)ની અમણુાંની સ્થિતિ સારી કરવાને પ્રથમ તો જનોએ પોતાની નીતિ સારી કરવી જોઇએ.

પા. ૧૧૮: વિલાસ ઉપરથી આસક્તિ ઉઠાવવી.

પા. ૧૧૪: આર્યને સ્વધર્મેજ શ્રેય છે, અન્યથા નહીં.

પા. ૩૬: ગુજરાતી સુધારાને આશરો આપનારા વિષે કોઇ પ્રસંગે લખાશે. તો પણ ત્રણ નામ તો અહીં ઘણી પ્રસિદ્ધિને લીધે લખી રાખીશું. શેઠ મંગળદાસ, શેઠ લક્ષ્મીદાસ, શેઠ બહેચરદાસ (લશ્કરી).

પા. ૩૭: સુધારો પોતાનાં યોજેલાં કામમાં ફાવી શક્યો નથી.

પા, ૩૭: ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, માંડો પંડ્યા ઘરથી.

પા. ૩૩: સુધારો કરવાને માટે બે નીતિ કહેવાય છે.

—'ધીરે ધીરે સુધારાનો સાર' અને 'યા હોમ કરીને પડો.' એ બેમાં સમયને માટે બીજી જ જરૂરની હતી. તે જુવાનીયાએ બહુ વખાણી. પણ કામ કરવામાં તે વપરાઈ નથી ને વપરાઈ ત્યાં દુઃખદ થઈ છે, જોઈએ તેટલો પણ વિચાર ન કરવાથી, પહેલી નીતિનો ઉપયોગ વ્યવસ્થિત કાળમાં કરવાનો છે, તો પણ એ બે નીતિને પ્રસંગ વિચારી યોજવી.

ધર્મવિચારે અનેક વિચારકોને પુનરાવલોકન કરાવ્યાં. નવલરામને તો મ્હોટું મનોમન્થન થયું કે સુધારો મરી ગયો કે શું? અને અન્તે નવલરામે સાર સાર્યો કે ના, સુધારો મરી નથી ગયો, જીવે છે; પણ તે સુધારકોને લીધે નહીં, પણ નવસંસ્કૃતિનાં કાળબળો ને દેશભરમાં ચ્હડતી ભરતી કારણે. ધર્મવિચારમાંના નર્મદના સંસાર અનુભવોને નવલરામ સાક્ષી પૂરતા, સાચા કહેતા, પણ કહેતા કે જહાજ ભાંગ્યે પ્રવાહ અટકતા નથી. ઝાંઝરઝમઝમતા રાજરથ ભાંગ્યે યાત્રાના પન્થ ભાંગી પડતા નથી.

આમ સૂરતવાસ કીધા પછી નર્મદના ઉત્તરજીવનમાં ત્રણ મહાન જીવનપલટા થયા. પ્રથમ તો નવલરામ સ્વાનુભવની સાક્ષી પૂરે છે તે, પરસ્ત્રી સ્હામે દૃષ્ટિયે ન કરતી પવિત્રતાનો; બીજો વાવાઝોડા જેવા છુટા ને તરંગોને બદલે ગંભીર ચિન્તન મનન ને વિચારણાનો; અને ત્રીજો ઇતિહાસના અધ્યયને પ્રીછેલા કાળમહિમાનો. ગાયત્રીના ત્રણ પાદ સમી એ મન્ત્રત્રયી નર્મદજીવનમાં સ્થપાયા પછી વિચારદેશે તેમ જ વ્યવહારદેશે દલપતનર્મદનું મિલન થયું. એ પૂર્વે એ કવિવરો પ્રજાકલ્યાણના એક જ તીર્થના પણ ભિન્નભિન્ન માર્ગના યાત્રિકો હતા; તે પછી બન્ને એક જ તીર્થના એક જ માર્ગના યાત્રિકો થયા.

વેદઋચા છે કે परो रजसे सावदोम; રજસૂથી પર છે તે તેજ હું છું. નર્મદે રજસૂના વાઘા ઉતાર્યા ને સાત્ત્વિકતાનો ઉપરણો ઓઢ્યો. દલપત તો યૌવનની યે પૂર્વેથી સાત્ત્વિકતામાં રમતો હતો. ઉભય હવે એકવર્ણા થયા.

દલપતનર્મદનું મિલન એમ અશક્ય મટી શક્ય થયું. સંસ્કૃતિઓના સંગમઘાટે પછી કવિવરો મળ્યા.

કવિજીવનમાં નવલરામ ડો. ન્યૂમેનનું દૃષ્ટાન્ત કહે છે, લોર્ડ રીપનનું દૃષ્ટાન્ત કહે છે, સાળી સાથે પરણવા દેવાની વિલાયતમાંની ઝુમ્બેશનું દૃષ્ટાન્ત કહે છે, અને પછી કહે છે કે આપણા જ દેશમાં નહીં, 'સઘળે

સંસારસુધારો બહુ મોડો થાય છે.' 'કેળવાયેલાઓમાંથી સેંકડે ૯૫ તો જુઠા અને એકલપેટા બાયલા જ પર્યન્તે નીવડે છે.' 'જાહેર રહેણી લેવા બેસીએ તો સોએ સો જ પાછા જૂના પક્ષમાં જઈ ભળે છે.' 'જદુનાથજી મહારાજ સાથે (૧૮૫૯ માં) પુનર્વિવાહનો વાદ ઉઠાવ્યો તે વેળા કિસનદાસ બાવો–જે બડો તાલીમબાજ હતો–તેને સાથે લઈને એકલા જવું પડ્યું ત્યારથી જ કવિનું સુધારાવાળા પરથી તો દિલ ઉઠવા માંડ્યું હતું.' વખત જતો ગયો તેમ તેમ ખાત્રી થવા લાગી કે 'સુધારાવાળામાં લોકવિચારની સામા ખુલ્લી રીતે પડવાની હિંમત નથી;' નવલરામભાખ્યું નર્મદજમાનાનું આ સુધારકદર્શન. પછી નર્મદે સુધારા સંબંધી જે પોતાના મૂળ ઉચ્છેદક વિચારો હતા તેનું ફરીથી તોલન કરવા માંડ્યું; તેમાં ઘણી ખામીઓ દેખાઈ; વિચાર ફેરવવા માંડયા; 'આ વિચારોનો વ્યત્યય એકાએક નહીં, પણ ક્રમાનુસાર અને દેશહિતની લાગણીથી ધણે કાળે થયો હતો.' 'અભિમાન તથા કીર્તિલોભ જઈને આ વેળા નર્મદાશંકરના મનમાં શુદ્ધ દેશહિતની જ બુદ્ધિ રહેલી હતી.' 'એ લખાણ ગંભીર અને ઘણા વિચારનું ફળ છે. એમાં કવિના વિચાર બુદ્ધિવાદ–Rationalism મૂકી અગમ્યવાદ–Mysticism તરફ ઘણે દરજ્જે ઝોકી ગયા છે.' ખરૂં; બુદ્ધિ એકલી માનવીને પરિતર્પતી નથી. માનવઆત્મા બુદ્ધિથી પરને વાંછે છે. સ્થૂલમાંથી ગહનતા ભણી નર્મદ કવિ એમ ઝોકાયા.

**નર્મદની એ નવમીમાસા પછી ધર્મવિચારમાં જગજાહેર થઈ.**

દલપતનર્મદના કવિમિલનના પ્રસંગ પાછળ આમ નર્મદનો ઇતિહાસ છે, નર્મદને થયેલા ત્યહારના સુધારાવાળાઓના અનુભવોનો ગુર્જરઇતિહાસ છે, રાજ્યરંગ ને મહાકાળદર્શન લખતાં વાંચેલા ને નર્મદને વિરાટનો કાળમહિમા શીખવતા ૨૦૦ ગ્રન્થોનો જગતઇતિહાસ છે. એ ઇતિહાસોમાંના કારણબળોને પરિણામે દલપતનર્મદનું કવિમિલન થયું.

નર્મદના શ્રાદ્ધરૂપે લખેલા કવિજીવનના ઉપસંહારમાં, ૧૮૮૭ માં, નર્મદજીવનનો સરવાળો ઉચ્ચારતાં નવલરામ કહે છે કે, 'આપણા ગુર્જરકવિ અને સાચા દેશભક્ત, આ સમર્થ ટેકી અને સાચા નરના મરણથી આખા ગુર્જર પ્રાંતને ભારે ખેદ થયો...બધાને લાગ્યું કે ગમે એવો હતો તો પણ આજે જે આ નર આપણા દેશમાંથી ઉપડી ગયો તેની ખોટ જલદીથી પૂરી પડવાની નથી.'

એ પૂર્વે આઠેક વર્ષે, ૧૮૭૯ માં, સરસ્વતીમન્દિરે ગાયેલા કાવ્યની નોંધમાં દલપતકાવ્યમાં દલપતે લખ્યું છે કે, 'માણસ માત્રમાં કંઈ ખામી

તો હોય છે, તે સ્હામું ન જોતાં ગુણનું ગ્રહણ કરવું. એવી નજરથી જોતાં આ કવિ સ્વદેશાભિમાની, હિમ્મતબહાદૂર, વિદ્વાન અને દેશમાં ઘણો ઉપયોગી હતો એમાં સંશય નથી.'

આજ, ૧૯૩૩ માં, લગભગ અર્ધી સદી પછી, દલપતનવલની એ શબ્દાવલિઓ સ્થિતપ્રજ્ઞાએ વિચારતાં-પારખતાં નર્મદમિત્રના ને નર્મદપ્રતિસ્પર્ધીના એ ઉદ્ગારોમાં ભેદ કરતાં સામ્ય દસગણું દેખાતું નથી? દલપતરામનું નર્મદગુણતોલન નવલરામના નર્મદગુણતોલનની પડોશમાં જ છે. ભૂલો તો બ્રહ્માનીયે થઇ છે; પણ નર્મદનો ગુણભંડાર સાચા મહાજનનો હતો.

ઉત્તરાવસ્થામાં એમ એ કવિવરોનું કવિમિલન થયું.

એક જ પ્રશ્નોત્તરથી નર્મદના ગુણદોષની માનવમહત્તા મૂર્તિમન્ત પ્રત્યક્ષ થશે. વિલાસના વધતા જતા આ યુગમાં આપણા સાક્ષરવરોમાંથી કોઇકે કહ્યું છે કે 'નથી નીતિ પ્રેમીના પન્થમાં.' અન્યે ભાખી મર્મદારક ભસ્મ રાખતીને સતી; અને એમના ટીકાકારે કહ્યું કે સતીને મર્મદારક ભસ્મ ન હોય. કોઇકે દેહસ્પર્શથી પર Platonic Love ગાયોવર્ણવ્યો, કે કોઇનાં ઘર ભાગે નહીં ને સંસાર એટલો સાત્ત્વિક રહે. કોઇક ઉચ્ચર્યા Art is non-moral; અને એમ non-moral કહીને પછી પ્રધાન નવલકથાઓમાં immoral Art ચીતર્યો. એમ નિજનિજના કૂવાઓમાંના ખારાંમીઠાં જળથી સૌએ નિજનિજના સાહિત્યગ્રન્થોના કુંડો ભર્યા છે. ઇતરોએ તો મનોમન્થન નહીં, પ્રકૃતિસ્વભાવ જ પ્રકાશ્યો છે. નવયુગની ઇતિહાસકુંજો તપાસી જોતાં, એક કામવિજેતા દલપત શિવાય, આપણા કેટકેટલા પ્રજાનેતાઓએ ને સાક્ષરરત્નોએ પરકીયાને પ્રિયા નથી કહી? અને, સાચ્ચાબોલા એક નર્મદ શિવાય, એમનામાંના કેટકેટલાકે નિજ જીવનની એ હકીકત જાહેરમાં સ્વીકારેલી છે?

સાચ્ચાબોલો, સાહસવીર, બહાદુર, અટંકો, ગરૂડગામી, સદાનો પારદર્શક નર્મદ આપણા નવયુગનો મહાપુરુષ હતો.

ઉત્તરાવસ્થામાં નર્મદે નિજ જહાજનું સુકાન વાળ્યું, ને ગર્જતા ગડડતા બુદ્ધિવાદમાંથી ધીરગમ્ભીર ધર્મવાદના મહાપ્રવાહમાં નિજનૌકાને ખેડી.

કેવળ બુદ્ધિવાદનાં ઉછળતાં મોજાંઓમાંથી ધર્મવાદના નીર વિસ્તીર્ણ પુણ્યપ્રવાહમાં નર્મદના જહાજે ઝૂકાવ્યે દલપતનર્મદનું મિલન થયું. વિક્રમાર્ક ૧૯૩૦ ના બેસતા વર્ષની એ પર્વણી હતી, ને મંગળકારી મંગળવાર હતો.

અને તે આમ બન્યું.

દલપતરામના જ્યેષ્ઠ પુત્ર મોહનલાલનાં પત્નીને સં. ૧૯૨૯ ના શ્રાવણ માસમાં સીમન્ત આવ્યું, અને ભાદ્રપદમાં એ દલપતકુલવધૂ દૈવવશાત દેવલોક પામી. દલપતરામની પૌત્રદર્શનની આશા ત્હારે તો ઘડિક ભાંગી પડી. પછીની દીવાળીમાં એ વિધુર પુત્રનું સગપણ કરવાને દલપતરામ સૂરત ગયા હતા, ને ત્હાં નર્મદની પાડોશમાં, ત્રીશેક ઘર મૂકીને, વ્હેવાઇઘેર ઉતર્યા હતા. દલપતકાવ્યમાં દલપતરામ લખે છે કે 'સંવત્ ૧૯૩૦ ના કાર્તક શુદ ૧ ને દિવસે હું ખાનગી કામે સૂરત ગયો હતો. તે દિવસે કવિએ પોતાના મન્દિર પાસે સભા ભરી હતી. તેમાં કવિતા બોલવાનું નિમન્ત્રણ મને કર્યું હતું. કેટલીક બીજી કવિના સંભળાવી નીચે લખી કવિતા મેં ત્યાં કહી હતી. તેમાં એક અર્થમાં દેવની સભાનું વર્ણન છે અને બીજા અર્થમાં સભામાં વિરાજેલા ગૃહસ્થોનાં નામ છે.' કાવ્યના છેલ્લા ચરણમાં દલપતે આશીર્વાદ ઉચ્ચાર્યો છે કે

લાલશંકર સુતની સદા ઇશ્વર પૂરે આશ.॥

દુર્ગારામ મહેતાજી, મુકુન્દરાય મણિરાય, જગજીવનદાસ ખુશાલદાસ—દલપતરામના એ જૂના મિત્રો એ સભાસમારંભમાં હતા; તેમજ વેદાર્થ વિસ્તારનારા શંકર પાંડુરંગ પંડિત, દાકતર ધીરજરામ, શ્રીયુત ઉમેદરામ આણંદરામ, શ્રી કેખશરો હોરમસજી આદિક સાહિત્યરસિક સજ્જનો પણ હતા. સરસ્વતીમન્દિરના વાસ્તુસમારંભની એ શારદસભાને દલપતરામે દેવસભા સાથે સરખાવી હતી. ૧૮૭૯ માં દલપતકાવ્યમાં એ કવિતા છપાયેલી છે.

ઘણે વર્ષે—લગભગ દોઢ દાયકે નર્મદસભામાં એમ દલપતરામ ગયા, નર્મદઆંગણે દલપતે પગ મૂક્યો. સૂરતે નિરખ્યું કે કવિમિલન થયું: દુનિયાના લોક એ ન બનવા સમું માનતા. પણ દુનિયા વિસરતી હતી કે દલપતનર્મદ દુન્યવી લોકથી મ્હોટેરા હતા. તે તિથિએ સૂરતે દીઠું કે દુનિયા ન બનવા સમું—અશક્ય ધારે છે તે યે મહાપુરુષો શક્ય કરે છે.

પછી સં. ૧૯૩૧ ની વસન્તપંચમી ઉપર પુત્ર પરણાવવાને દલપતરામ જાન જોડીને ફરીથી સૂરતમાં આવ્યા. શુદ આઠમનાં લગ્ન હતાં, વરઘોડો હતો. વરરાજાનો અનુજ દલપતનો દ્વિતીય પુત્ર, મગનલાલ નર્મદ કવિને એ શુભ પ્રસંગના આમંત્રણે ગયો હતો. તે સ્હાંજે દલપતપુત્રનો વરઘોડો સૂરતની શેરીઓમાં ફર્યો ત્હેમાં સાજનમહાજનમાં મોખરે નર્મદ કવિ હતા. કવિપુત્રનો વરઘોડો કવિવરથી જ શોભે ને? સૂરત શહેરે નિહાળ્યું દલપતનર્મદ હાપુરુષો છે.

અને ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં અગ્રપૂજા કૃષ્ણચન્દ્રની થઇ હતી તે તો જગજાહેર છે. તેમ દલપતવ્હેવાઇ વિજયાશંકરે દલપતજાનને પહેરામણી કીધી ત્ય્હારે વરપિતાની પહેલી પાઘ દલપતે ન્હોતી બાંધી, નર્મદ કવિવરને બન્ધાવરાવી હતી.

નર્મદ સૂરતનગરીનું નાક હતો, સુજનતાનો શાહસોદાગર હતો, મ્હોટપની મૂર્તિ હતો. દલપત તુખમે કૃષ્ણદેશનો સૌરાષ્ટ્રી હતો, રાજસ્થાનોનો સહવાસસંસ્કારી હતો, विवेकः दशमो निधिः પ્રીછનારો હતો. બેસતા વર્ષનો નર્મદકીધો દલપતસત્કાર ને વસન્ત માસના અજવાળિયામાં દલપત વાળ્યો નર્મદસત્કાર તો શકુન્તલાના સાતમા અંકમાંના દુષ્યન્તમાતલી સંવાદમાંનો પ્રથમ શ્લોક સ્મરાવે છે કે:

કીધ ઇન્દ્ર શું પ્હાડ આદિમાં તે
દીધ સન્માનથી આપ અલ્પ માનો;
વળી પ્રાક્રમવિસ્મિતે સુરેન્દ્ર
તમ સત્કાર વડો ગણે ન લેશે.

ગજરાજ ને કેસરી સિંહ મળે એમ ગુજરાતના એ કવિવરો પૂર્વ-પશ્ચિમની સંસ્કૃતિઓના સંગમઘાટે મળ્યા.

દલપત ને નર્મદના નામોચ્ચાર સાથે જ આ આલેખકને તો વસિષ્ઠ ને વિશ્વામિત્રનું સ્મરણ થાય છે. આપણા અર્વાચીન કવિવરોમાં એ પ્રાચીન ઋષિવરોની છાયાઓ ઉતરેલી હતી. આપણા નવયુગનો દલપત બ્રહ્મર્ષિ હતો, નર્મદ રાજર્ષિ હતો.

દલપત ને નર્મદ ગુજરાતની બે પાંખો છે, વર્તમાનયોગ વાંચતી ગુજરાતની બે આંખો છે. કેટલીક વેળાએ એક જ મનુષ્યની બે આંખોના પ્રત્યેક ચશ્માનો નંબર નિરનિરાળો હોય છે; અને એ નિરનિરાળાપણું છતાં યે બન્ને આંખો મળી એક જ દૃષ્ટિ રચે છે. એ તો નિર્વિવાદ જ છે કે દલપત નર્મદની બે પાંખો નવગુજરાતની મહાપ્રજાને ઉન્નતિમાર્ગે વિચરાવે છે; દલપતનર્મદની બે આંખો નવગુજરાતની મહાપ્રજાનો દૃષ્ટિયોગ ઘડે છે.

વિક્રમાર્ક ૧૯૩૦ ના બેસતા વર્ષે ગુજરાતના કવિવરો બેઉ નર્મદનગરીમાં મળ્યા. પરદુઃખભંજન વિક્રમદેવના તખ્તારોહણની શકપ્રવર્તક મંગળતિથિએ યશૌર્યઅંકિત સરસ્વતીમન્દિરના વાસ્તુસમારંભમાં ગાયેલી કવિતામાં ૧૯૩૦ ના સંવત્સરના વિધિયોગનો અર્થવિસ્તાર દલપતે કહેલો છે.

પૂર્વે ચિદ્ આકાશ શૂન્યરૂપે સર્વ સ્થળ;
તેથી ઉપજ્યા ત્રિગુણ, ત્રિલોકી થઇ વળી તે પળ.
ભરતાદિક નવખંડ ભૂતળે ઉપજ્યા ભાળો;
એ સૌ એક સ્વરૂપ સમજીને સંશય ટાળો.
એ સમજણ કેરી સૂચના ઓગણી સો ને ત્રીસમાં;
સમજુ જન મનમાં સમજજે, ભેદ ભલો ભૂલીશ મા.

દલપતનર્મદનું એમ કવિમિલન થયું. અને 'એ સૌ એક સ્વરૂપ' એમ ભાખી વિશ્વ–અદ્વૈતમાં દલપતનર્મદનું દ્વૈતાદ્વૈત–દ્વૈત છતાંએ અદ્વૈત–દલપતરામે ત્ય્હારે ઉચ્ચાર્યું.

દલપતગંગામાં નર્મદજમના એમ ભળી ને ભાગીરથી થઇ.

નર્મદના પૂર્ણાવતારને પૂજશે તે દલપતને યે પિછાનશે; નર્મદના કલાઅવતારને આરાધશે તે નર્મદને યે નહિ ઓળખે, ને દલપતને યે નહીં ઓળખે.

નર્મદમાં ક્ષત્રિયગુણો હતા, દલપતમાં બ્રાહ્મણગુણો હતા. નર્મદ વીરાસન વાળતો, દલપત પદ્માસને બેસતો. નર્મદ વીર હતો, યોદ્ધો હતો; દલપત દેશમાળી હતો, દેશપુરોહિત હતો. મ્હારે તો બન્ને યે વડિલો વન્દનીય છે. નવલરામ કહે છે દલપતનર્મદ અપ્રમેય છે. ખરૂં. છતાં યે કોઇ પ્રમેયતા આંકવા જાય તો આર્યસંસારે, આર્યઇતિહાસે, આર્યસંસ્કૃતિએ તો હજારો વર્ષથી એ પ્રશ્નનો ઉત્તર આપેલો છે કે ક્ષત્રિય શ્રેષ્ઠ કે બ્રાહ્મણ શ્રેષ્ઠ?*

---

*[કવિ શ્રી ન્હાનાલાલ "દલપત જીવનકથા"નો ભાગ ૨ જો હાલમાં લખે છે. તેમાંથી 'કવિ–મિલન'નું પ્રકરણ અમારી વિનંતિ સ્વીકારી તેમણે આ નર્મદઆત્મકથામાં પ્રકટ કરવાની અમને રજા આપી છે. —પ્રકાશક]



કવિ નર્મદાશંકર લાલશંકર

ઉમર વર્ષ ૨૭

'નર્મદ, આખરે જૂદાઈજ'

જન્મ

૨૪ મી ઑગસ્ટ, ૧૮૩૩

અવસાન

૨૫ મી ફેબ્રુઆરી, ૧૮૮૬

(ગુજરાતના આ મહાન્ વીરનરની જન્મશતાબ્દી ગુજરાતમાં તથા ગુજરાત બહાર અનેક સ્થળોએ ગુરૂવાર તા૦ ૨૪ મી ઑગસ્ટ, ૧૯૩૪ ને રોજ ઉજવાઇ હતી, જ્યારે અનેક વિદ્વાનોએ એનાં જીવન તથા કવનને ભવ્ય ભાવભીની અંજલિ આપી હતી.)

પુસ્તક ૨ જું                                    અંક ૨ જો

# મારી હકીકત

[મારા સરખાએ પોતાની હકીકત પોતેજ લખવી ને તે વળી પોતાની હૈયાતીમાં 'પોતેજ' છાપી પ્રગટ કરવી, એ લોકમાં અવિવેક જેવું લાગે ખરૂં—નથી હું પંડિત, નથી હું જોદ્ધો, નથી હું ધરમગુરૂ, નથી શ્રીમંત ઘીતાળ ઇત્યાદિ. મારાં લખાણથી ઘણા જણને એમ લાગે છે કે હું મારે પોતાના વિષે બહુબોલો છઉં ને એમ લાગે તેવું જ છે, કારણ કે જારે તેઓ મારાં લખવાનો યથાર્થ-મર્મ ન સમજતાં અને મારો રાતદહાડાનો શ્રમ પોતાના ખ્યાલમાં ન લેતાં ઉલટા મારી મનાક નિંદા કરે છે તારે તેથી હું ઘણો ખિન્ન થાઉંછ, ને એ ખિન્નતા પોતાની મેળે જ બહાર નિકળી પડે છે.—તેઓ મને બડાઇખોર કોહો, તો કોહો પણ વારૂ, મારૂં સમજશે તો ખરા. ઘણા જણ પ્રસ્તાવનામાં પોતાની મેહેનત બતાવે છેજ અને ઘણા જણ પોતાના ગ્રંથમાં બહારના વિવેકના પડદામાં પોતાને વિષે બહુ બોલે છેજ.—

આ હકીકત લખુંછ તે કોઇને માટે નહીં, પણ મારે જ માટે—મારે માટે પણ તે, ઓળખાવાને નહીં (ઓળખાઇ ચુકોછ), દ્રવ્ય પદવિ મેળવવાને નહીં પણ ભુતનું જોઇ ભવિષ્યમાં ઉત્તેજન મળ્યાં કરે તેને માટે.

કેટલાક કહે છે કે હકીકત ઘરમાં લખી રાખવી પણ છપાવવી નહીં. પણ હું લખેલા કાગળો કરતાં છપાયલા કાગળો પાસે રાખવામાં વધારે લાભ જોઉંછ—લખેલું ખોવાય નહીં, જોવું કરવું ઠીક પડે, વારેવારે ફેરફાર કરવાનું મન થયાં કરે તે ન બને—હજી લગી કોઇ ગ્રંથ મેં આખો લખી છપાવ્યો નથી; લખતો જાઉંછ ને છપાવતો જાઉંછ; મને નવું લખવું ગમેછ પણ નકલ કરતાં કંટાળો ઉપજેછ ને વળી શુદ્ધ નકલ કરનારા પણ મળતા નથી—માટે હું લખુંછ તે મારો ખરડો ને જે છપાવુંછ તે તેની નકલ થાય છે.

આ હકીકત લખવાનાં બીજાં કારણો આ પ્રમાણે છેઃ ૧ પોતાની હકીકત પોતે લખવી એવો ચાલ આપણામાં નથી તે નવો દાખલ કરવો. ૨ ડાક્તર ભાઉદાજી, ભાઇ કરસનદાસ મુળજી, ભાઇ રૂસ્તમજી ગુસ્તાદજી (ઇરાની) એઓએ વિશેષે અને બીજા ઘણાએકોએ મારી હકીકત જાણવાની ઇચ્છા દેખાડીને મને ઘણીવાર કહ્યું છે કે 'તમારી હકીકત હમને આપો.' ૩ મને પણ માલમ પડે કે શું ખરૂં ને તે ખોટું. ૪ મુવા પછી કેટલીક હકીકત મળી શકતી નથી—ને હજી

તો હું તેતરીસનો થાઉંછ એટલામાં કેટલીક વાતને સારૂ મારાં સગાંઓમાં ઉલટા વિચાર પડેછ તો મુવા પછી શું નક્કી થાય? દાખલો કે-મેં મારી માની તરફનાંને પુછ્યું, (જન્માક્ષર ખોવાઇ ગયાછ) મારો જનમ પાછલી રાતે કે સવારે? તેઓ બોલ્યાં કે સુરજ ઉગ્યો હતો; બાપની તરફનાંને પુછ્યું તારે તેઓએ કહ્યું કે રાતે; હવે શું ખરૂં? પણ વિચાર કરતાં માની તરફનાં ખરાં છે, કેમકે મા પોતાને મોસાળ જણે છે ને ત્યાંથી પછી બાપને ત્યાંહાં ખબર જાય છે. બાપની તરફનાને સવારે ખબર ગયલી તારે તેઓ સમજેલા કે રાતે જનમ થયો હશે. વળી બીજો દાખલો કે મેં મારી માની ઘરડી માસીને પુછ્યું કે, મારી મા પહેલી મુંબઇ ગઇ તે હું અવતરયા પહેલાં કે પછી? તેણે કહ્યું કે પછી; બાપવાળાં કહે છે કે પ્રથમ; મેં માસીને ફરીથી પુછ્યું તારે તે બોલી કે, ભાઇ હમણાં સહુ નવા પરણેલા મુંબઇ જવા લાગ્યાં છે. આગળ મુંબઇની નીતિ વિષે નઠારૂં કહેવાતું (એ વાત ખરી છે) ને માબાપ નવી પરણેલી છોકરીને મોકલતાં નહીં ને મોટી ઉમરના ધણીયો પણ પોતાની વહુને સાથે લઇ જતા નહીં; અને તારી મા તો તું અવતરયા પછી દસેક મહીને તને સાથે લઇને જ પહેલ વહેલી મુંબઇ ગઈ છે. એ વાત તો નક્કી છે, પણ સંવત ને ઇસવી સન મેળવવા સારૂ ૩૨ વરસનાં જુનાં પચાંગો ભેગાં કરતાં મને છ મહિના લાગ્યા છે, તો મારી હકીકત જાણવાની હોંસ રાખનારની હોંસ મારા મુવા પછી સ્હેજસાજ કેમ પુરી પડે?

એ આદિ કારણોથી હું મારી ટુંકી હકીકત નોટના આકારમાં છપાવી રાખું છઉં. કેટલીક વાતો મારાં ગદ્યપદ્ય પુસ્તકોમાં વિષયોના પ્રસંગો લખેલા છે તે ઉપરથી જાણ્યામાં આવશે એટલે તે હું અહીં બીજી વાર લખતો નથી.

આ હકીકત અધુરી ને ખરડો છે એમ સમજવું. અધુરી એટલા માટે કે કેટલીક વાત મારા સંબંધમાં આવેલા એવા લોકનાં મન દુખવવાને અને મારા કુટુંબ સંબંધીયોને નુકસાન પહોંચાડવાને હાલ લખવી હું ઘટીત ધારતો નથી. (મારે માટે તો હું થોડી જ દરકાર રાખુંછ), ખરડો એટલા માટે કે અજાણપણું અને ઉતાવળ (તરત લખાયછ અને તરત છપાયછ) એ બેને લીધે વેળાયે ગમે તે લખાય જે આગળ ખોટું ઠરે.

તો પણ, આ હકીકતમાં જે લખવાનું ઘટતું નહીં જ વિચારૂં તેતો હું નહીં જ લખું, પણ જે જે હું લખીશ તેતો મારી જાણ પરમાણે સાચેસાચું જ લખીશ, પછી તે મારૂં સારૂં સારૂં હો કે નરસું હો, લોકને પસંદ પડો કે ન પડો.

સને ૧૮૫૪થી મેં મારી હકીકતની કંઇ કંઇ નોંધ રાખવા માંડેલી પણ તે નિયમિત નહીં. તે વખત કંઇ એવો વિચાર નહીં કે મારી હકીકત લખવી છે. તેવું હતે તો રોજનીશી જ રાખત, પણ સ્હેજ સ્મરણ રેહે તેને સારૂ મારા બાપના કહેવા પરથી, સગાં સ્નેહી ન્યાતીલાના કહેવા પરથી, ઘરમાંના કાગળો અને ખરચની ચોપડીઓ પરથી આ હકીકત લખવાને હું શક્તિમાન થયો છઉં.]

# વિરામ ૧ લો

## જન્મ, ગોત્રાદિક, નાગર જ્ઞાતિ

૧ સુરત શહેરના આમલીરાન*નામના મહોલ્લામાં બાપદાદાના ઘરમાં હું મારી માને પેટે ગર્ભરૂપ થઇ રહી કોટવાલી શેહેરી નામના મોહોલ્લામાં મારી માને મોસાળ† સંવત ૧૮૮૯ ના પહેલા ભાદરવા સુદ દસેમ ને શનિવારે અથવા સને ૧૮૩૩ ના આગસ્ટ મહિનાની ૨૪ મી તારીખે વાહાણાંના પ્હોરમાં સુરજ ઉગતે જન્મ્યો હતો. મારા જન્માક્ષર ખોવાઇ ગયા છે. જનમ વેળા મારા બાપ સુરતમાં નોહોતા. મારો જન્મ જ્યેષ્ઠા નક્ષત્રમાં થયો હતો ને તેથી જ્યેષ્ઠા શાંતિ કરવી પડી હતી. એ શાંતિ જારે મારા બાપે સવંત ૧૮૯૦ માં મુંબઇથી આવી ૧૦૦ રૂપીઆ ખરચીને કરી તારે તેનાથી માહ્રું મ્હોં જોવાયું.

૨. હમે ઔક્ષ્ણસ ગોત્રના કેહેવાઇયે છૈયે. ગૌતમ, અત્રિ, ભરદ્વાજ, કશ્યપ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, અને જમદગ્નિ એ સાત અને અગસ્ત્ય એ આઠ ઋષિયોથકી વંશ વિસ્તાર થયો છે, માટે એ જે અક્કેકું મૂળ તે ગોત્ર કેહેવાય છે ને જે લોકો ઉત્પન્ન થયા તે ગોત્ર જ કેહેવાય છે. મુખ્ય ગોત્ર તો આઠ જ પણ બિજા ગ્રંથકારોના મત પ્રમાણે એ આઠથકી જે પહેલા

---

*આમલીરાન નામ પાડવાનું કારણ આ કે, મોહોટી આગની પહેલાં હમારા ઘરોની સામે પાંચ પાંચ છ છ ગજને અંતરે પાંચ મોટી આમલીયો હતી. અક્કેકી આમલીનાં થડનું કદ બે માણસની એકઠી બાથના ઘેરાવાની બરોબર હતું. બલકે અક્કેકી આમલી ૨૦૦–૨૫૦ વરસની હશે. એમાંની ત્રણ આમલીની મોટી ડાળીયો હમારાં ઘરનાં છાપરાંપર ઝુમી રહી હતી. અર્થાત્ આમલી નીચે જ હમારાં ઘરડાંનાં ઘરો હતાં. એ આમલીઓનાં થડ અને હમારાં ઘર એ બેની વચમાંના રસ્તાપર આમલીની ઘટાને લીધે સુરજનો પ્રકાશ ઝાંખો પડતો ને સંધ્યાકાળ પછી તો રાન જેવું જ ભયંકર લાગતું. રે ચોરોના ભોથી અને આમલીમાંના ભૂતોના ભોથી સાંજ પછી મોહોલ્લાના સિવાય બીજા થોડા જ લોકો આવજાવ કરતા. એ આમલીયો હમારાં ઘરોની સાથે સં. ૧૮૯૩ ની મોટી આગમાં ચૈતર વદ પાંચેમ ને મંગળવારે સને ૧૮૩૭ ની ૨૫ મી એપરીલે વાહણે વાયે બળી ગઇયો. સંવત ૧૮૯૪ માં નવાં ઘર ચાર ગાળાનાં મારા બાપ તથા કાકાએ બાંધવા શરૂ કરયાં તે ૧૮૯૫ ની આખરે બંધાઇ રહ્યાં. એમાં ચકલેથી આવતાં પહેલા બે ગાળા કાકાના છોકરાઓના છે ને બીજા બે ગાળા મારા છે. મારાં ઘરની સામે ખુલ્લી બળેલી જમીન હતી તે મેં આ વરસના જાનેવારી મહિનામાં રૂ. ૬૦૦ એ વેચાતી લઇને બંધાવા માંડી છે–એ કકડો અસલની બે આમલીની જગાની વચમાં છે–ને એ નિશાની સારૂ જ મેં એ જગો લીધી છે.

†એવી રૂઢી છે. (જણનારીની સંભાળ પીયરમાં કાળજીથી થાય તેટલા સારૂ).

૪૯ વંશજો થયા તેમને પણ ગોત્ર એવી સંજ્ઞા છે. કેટલાક કહે છે કે મુખ્ય આઠ અને તેઓના પૌત્ર (છોકરાઓના છોકરાઓ) પર્યંત જે વંશજ તે સર્વ ગોત્ર કેહેવાય. એ વંશજોમાં (પછી પુત્રવંશજ કે પૌત્રવંશજ) કોઇ ઔક્ષ્ણસ નામનો ઋષિ થયલો તે હમારો મૂળપુરૂષ. એ મૂળપુરૂષ કહારે થઇ ગયો તે જાણવાની ઇચ્છા થયેથી મેં એક શાસ્ત્રીને પુછ્યું કે, એ ગૌત્ર જે છે તે ચાલતા કલિયુગના પ્રારંભથી કે આ ચોકડીના સત્યુગના પ્રારંભથી? વળી એવા કલિયુગ ને એવા સતયુગ તો કેટલાક થઇ ગયા હશે. તે શાસ્ત્રી બોલ્યો કે એ વાતનો ખુલાસો મળે નહીં, પણ શ્વેતવારાહ કલ્પના પ્રારંભમાં એ આઠ ઋષિયો થયા હશે. વળી મેં પુછ્યું કે વસિષ્ઠ નામના શેંકડો ને ઔક્ષ્ણસ નામના શેંકડો થયા હશે ત્યારે હમારો મૂળ પુરૂષ તે કયો ને ક્યારનો? (ઉત્તર કંઇ મળ્યો નહીં.)

હમારે પ્રવર ત્રણ છે. એટલે હમારા મૂળ–પુરૂષે અગ્નિહોત્રનાં કામમાં ત્રણ ઋત્વિજો–કર્મ કરાવનારા બ્રાહ્મણો–ગોર રાખેલા. એ ત્રણનાં નામ **વસિષ્ઠ, શક્તિ ને પરાશર** હતાં. બ્રાહ્મણો પરસ્પર ઋત્વિજો થતા; તે વેળા હાલની પેઠે ગૃહસ્થ ભિક્ષુકનો ભેદ નહોતો. એક શાસ્ત્રી કહેછે કે યજ્ઞકર્મમાં જે ઋષિના સંબંધ થકી અગ્નિની સ્તુતિ કરાયછે તે ઋષિને પ્રવર એવી સંજ્ઞા છે. દરેક માણસનાં ગોત્ર પ્રમાણે તેણે ઉચ્ચારવાનાં ઋષિઓનાં નામ જુદાં જુદાં છે; તેમની સંખ્યા પ્રત્યેક શાખાનું જે કલ્પસૂત્ર હોય છે તેમાં કહેલી છે અને તે સંખ્યા પ્રમાણે તે માણસ, એક પ્રવરી, દ્વિપ્રવરી, ત્રિપ્રવરી ને પંચપ્રવરી કેહેવાય છે. ચતુઃપ્રવરી ગોત્ર જાણવામાં આવ્યું નથી. કેટલાક કહેછે કે ગોત્રમાં મોટા પૂજ્ય સ્મરણ રાખવા જોગ જે પૂર્વજો તે પ્રવર.

હમે ઋગ્વેદી છૈયે એટલે હમારા મૂળપુરૂષે અને પછીનાએ એ વેદનું અધ્યયન કરેલું. હમારી શાખા શાંખાયની છે. ઋગ્વેદની આઠ શાખા કહેવાય છે એટલે કર્મકાંડ કરવામાં અને વેદના મંત્રો પાઠાફેર ભણવા સંબંધી આઠ ઋષિયે પોતપોતાના એમ જુદા જુદા આઠ ભેદ રાખ્યા છે. તેમાં હમારા મૂળપુરૂષે શાંખાયન ઋષિવાળી શાખાની રીત રાખેલી. કોઇ કહે છે કે વેદ ભણવો ને ભણાવવો એ સંબંધી જે જુદી જુદી રીત તે શાખા. (अध्ययनाध्ययनवशात् भेदाः)

હમારા પૂર્વજો વૃદ્ધ પરંપરાગત ચાલતાં આવેલાં કુળને ઓળખવાના નામ શર્મ છે. બ્રાહ્મણ છે એમ ઓળખવાને નામની પછવાડે શર્મ એ શબ્દ મુકવામાં આવતો. ક્ષત્રીનાં નામની પાછળ વર્મ, વૈશ્યનાં નામની પાછળ ગુપ્ત અને શૂદ્રનાં નામની પાછળ દાસ. બ્રાહ્મણકુળમાં જન્મ છે

એટલું જાણવાને શર્મ શબ્દ હતો, પણ હવે ફિર્યું કુળ તે જાણવાને શર્મના ભેદ રાખ્યા છે. ગોત્ર તો મૂળપુરૂષ, પણ એવા તો ઘણાક થયેલા તેથી પાસેની પેહેડીનો અને વળી પ્રસિદ્ધ પામેલો એવો જે પુરૂષ તેનાં નામથી શર્મ ઓળખાવા લાગ્યું. દત્તશર્મ, શર્મશર્મ આદિ લઇ હમારા પૂર્વજો બ્રાહ્મણ તે તો શર્મ શબ્દથી ઓળખાતા. હમારા પૂર્વજોની પ્રસિદ્ધ કુલની અટક શર્મ હતી માટે હમે શર્મ શર્મ–શર્મ એ નામના અટકના બ્રાહ્મણ. (શર્મ એ સામાન્ય નામ છે તેમ વિશેષ નામ પણ છે.) નર્મદાશંકર શર્મ શર્મ એમ બોલવું જોઇયે પણ એ રીત હાલ નિકળી ગઇ છે. (માત્ર શુભાશુભ કર્મકાંડમાં એ વપરાય છે.)

વળી હમારાં નામની આદિયે હમણાં દ્વિવેદી અથવા અપભ્રંશ રૂપે દવે મુકવાનો ચાલ ચાલુ છે. હમારા પૂર્વજો ઋગ્ ને યજુસ્ એ વેદનું અધ્યયન કરતા.

ઉત્તમ જાતિમાં બ્રાહ્મણ ને તેમાં પણ વેદ ભણનારા, શાસ્ત્ર જ ભણનારાથી શ્રેષ્ઠ મનાતા (वेदाग्र्याश्च सदाशिवः). અસલના વેદિયા વેદાર્થ પણ કરી જાણતા.

એ પ્રમાણે હમારા આદ્યના પૂર્વજોનું વૃત્તાંત છે.

૩. સેંકડો વરસ પછી હમારા પૂર્વજો અને બીજા ઘણાએક ગુજરાતમાં આનંદપુર અથવા વડનગરમાં આવી રહેલા; તાંહાં તેઓ નાગર બ્રાહ્મણ કેહેવાવા લાગ્યા. નાગરોના 'પ્રવરાધ્યાય' ઉપરથી જણાય છે કે આનંદપુરમાં બ્રાહ્મણોના પંદરસેં ગોત્રો હતાં, તેમાંથી સંવત ૨૮૩ પેહેલાં જે ગોત્રો રહેલાં તેઓ નાગર કહેવાવા લાગ્યા. નાગર બ્રાહ્મણરૂપે હમારૂં વૃત્તાંત આ પ્રમાણે છેઃ–

કેટલાકોએ જાણે અજાણે શૂદ્રાદિકોનાં દાન લીધાં અને વળી તેઓ બીજે ગામ જઇ રહ્યા તે ઉપરથી નાગરના પણ ૭ સમવાય પડ્યા છે. વડનગરા અથવા તળબ્દા શુદ્ધ નાગર, વિસલ નગરા, સાઠોદરા, ચિત્રોડા, પ્રશ્નોરા ને કૃષ્ણોરા. વિસલદેવ રાજાએ વિસલનગર (સંવત ૯૭૬ માં) વસાવ્યું ત્યાં કપોતવધનો જગન કરયો ત્યારે વડનગરથી કેટલાક ત્યાંહાં જોવા ગયા હતા ત્યારે રાજાએ તેઓને દક્ષણા આપવા માંડી, પણ જારે નાગરોએ કહ્યું કે હમે કોઇની દક્ષણા લેતા નથી ત્યારે રાજાએ પાનનાં બીડાંમાં ગામોનાં નામ લખીને પેલા નાગરોને આપ્યાં અને એ રીતે ઠગીને દાન આપ્યું. વડનગરના નાગરોએ પેલા જોવા જનારાઓને દાન લીધાના દોષથી ન્યાત બહાર રાખ્યા ને એ રીતે ૭ સમવાય થયા છે.

[illegible] હવે જે નાણાંના [illegible]
ના ભણકારા, ને નાતજા [illegible]

'સાઠોદ ગામ છે રેવાકાંઠે, તેનું દાનપાત્ર લઇ અનુસરયા,'
'સાઠોદરા પદવી લઇને, વડનગરથી નીસરયા'— ૧
'વિસલદેવ રાજા થયો, અતિ ધર્મે સુધીર,'
'કપોતવધનો જગન કરતે, ત્હાં ગયા બે વીર.'— ૨
'તેને છેતરીને છળ કરી, તાંબોલમાં ચિઠ્ઠો ગ્રહી,'
'વિસલ નગ્રનું દાન કીધું, તે અજાણે લીધું સહી.— ૩
વગેરે વગેરે વગેરે

નાગરોનાં ૭૨ ગોત્ર સંભળાય છે. પણ દિનમણિશંકર શાસ્ત્રીયે ૬૪ ગોત્ર લખાવ્યાં છે તે આઃ—

કૌશિક, કાશ્યપ, દર્ભ, લક્ષ્મણ, હરિકર, વત્સપાલ, ઐતિકાયન, ઉદ્ધહલ, ભારદ્વાજ, વારાહ, મૌનય, કૌંડિન્ય, આલૌભાયન, પારાશર, ગૌપાલ. ઔક્ષ્ણ, ગૌતમ, બૈજવાપ, શાંડિલ્ય, છાંદોગ્ય, આત્રેય, વૃદ્ધાત્રેય, કૃષ્ણાધેય, દત્તાત્રેય, કૌરંગપ, ગાલવ, કાપિષ્ટલ, જાતુકર્ણ; ગૌરાયત, શાર્ગવ, ગાગ્યાયન, સાંકૃત્ય, શાર્કરાક્ષ, પિપ્પલાદ, શાકાયન, ગાર્ગ્ય, માતકાયન, પાણિનેય, લૌકાક્ષ, કૌશલ, અગ્નિવેશ્ય, લૌકાક્ષ, કૌશલ, આગ્નિવેશ્ય, હારીત, ચંદ્રભાર્ગવ, આંગિરસ, કૌત્સ, માંડવ્ય, ઔદ્ધબ, જૈમિનેય, પૈઠિનસી, ગૌભિલ, કાત્યાયન, વસિષ્ઠ, નૈધ્રુવ, નારાયણ, જાબાલિ, જમદગ્નિ, શાલિહોત્ર, નધ્રુષ, અગસ્ત્ય, ઔષનસ, ભાગુરાયણ, ત્રૈવર્ણેય, વૈતાયન અને ચ્યવન. એ ૬૪ માં આઠ ગોત્ર ઊંચાં કુળ કહેવાય છે તે આ.

"काश्यपश्चैव कौंडिन्य ओक्षणशः शार्कवोद्धिप :"॥
बैजवाप षष्ठमः प्रोक्तो कपिष्ठेतुरुकस्ततः ॥ २

સંસ્કારકૌસ્તુભમાં કુલાષ્ટક આ છે–કશ્યપ, કૌંડિન્ય, ઔક્ષ્ણ, શાર્કવ, કૌશિક, બૈજવાપાઃ કપિષ્ટ અને ગૌતમ. એ રીતે જોતાં હું એ આઠમાંનો છઉં (વાઃ વારે મારૂં અભિમાન!).

૪ વડનગર જ્યારે ભાગ્યું ત્યારે નાગરો ન્હાસીને બીજે મુકામે જઇ વસ્યા, તેમાં મારા વડીલો સુરતમાં આવીને રહ્યા. વડનગર ત્રણ વાર ભાગ્યું કહેવાય છે. પ્રથમ સંવત ૬૪૫ ના માઘ મહીનામાં મ્લેચ્છને ત્રાસે ભાગ્યું ને કેટલાક નાગરો પાટણ જઇ રહ્યા. બીજી વાર સંવત ૧૨૭૨ ના કારતેગ મહિનામાં ગોરીશાને (શાહાબુદ્દીન ગોરી હશે) ત્રાસે ભાગ્યું તેમાં કેટલાક નાગરો જુનાગઢ જઇ રહ્યા ને એમાંથી થોડાક ઇડર ને અમદાવાદ જઇ વસ્યા. (અમદાવાદ તો વસ્યું સંવત ૧૪૬૭-૬૮ પછી; હું ધારૂંછ કે જેને હમણાં અમદાવાદ કહિએછ ત્યાંહાં નહીં પણ તે જગાની આસપાસની જગોમાં) ત્રીજી વાર ભાગ્યું તે સંવત ૧૭૮૨ માં દક્ષણને ત્રાસે ને એથી

વડનગરમાં રહેલા તમામ નાગરો નિકળ્યા તે ઇડર, વાસવાળું, ડુંગર પાસે, કાશી ને મથુરા જઇ વસ્યા. એ બાબત, **કોઈ વલ્લભદાસનો કરેલો નરસિંહ મહેતાના છોકરાનો વિવાહ*** એ નામનો એક જુનો ગ્રન્થ મને મળ્યો છે, તેનાં ૬ ઠ્ઠાં કડવામાંથી મેં ઉતારી લીધી છે, પણ કેટલાકની ભલામણ ઉપરથી તે ૬ ઠું કડવું જ અહિં દાખલ કરૂં છઉં.

ક્રીધો મંત્ર એવો ન્યાતે મળી, ધન ધન થયા મનચિંતા ટલી. ૧
હવાં નરસિંહ મહેતો કેમ થયા, વડનગ્રથી બીજે કેમ રહ્યાઃ ૨
સર્વે વાત કહું વિસ્તારી, સુણો શ્રોતાજન ધીર ધારી. ૩
એમ વર્ષ કંઇ વહી ગયાં, રાજા રાજ્ય ક્ષત્રીનાં થયાં. ૪
વળી જવન હસ્તિનાપુર ધસ્યા, ત્યાં નાગર પાસે જઇ વસ્યા.” ૫

“ચાકર થઇ નાગર તે, ભોગ પૃથ્વી ભોગવે;
એમ કરતે જે થયું તે, સુણો સહુ કહું છું હવે. ૧
(૬૪૫) સંવત છશે પીસતાળીશ, જવન ભે માની ઘણો;
નગ્ર ભાગું માસ માઘે, વિસ્તાર કહું તેનો સુણો. ૨
નગ્ર પાટણ તણો રાજા, મહા ધર્મ સુધીર;
અર્ધ નાગર ગયા અહિંથી, બડા બાવન વીર. ૩
અરાઢ સહસ્રની સંખ્યા છે, તેમાં ગૃહસ્થ બાર હજાર;
કુંવારા ખટ સહસ્ર છે, મહાદેવનો પરિવાર. ૪
તે અર્ધ ભીતર નગ્રમાં રહ્યા, અર્ધ ગયો જે વાસ;
રહ્યા તે આભીતર કહાવ્યા, ને ગયા જે અધવાસ. ૫
નાતજાતમાં કાર્ય કારણ, એકમત મનમાંહ્ય;
પગરણ આવે જેહને, ત્યાં સર્વ ભેગા થાય. ૬
શીધપૂર પાટણ વીશે, અધવાસ સમવા જે રહ્યો;
રીતભાત આચારથી, વડનગરથી પૃથક થયો. ૭
એમ કરતે વરસ કેટલાં, થઇ ગયાં તે મધ્ય;
સર્વ સુખ આનંદ ભોક્તે, રાજકાજ સમર્થ. ૮
પછે ક્ષત્રીવટ જે ધારી નાગરે, તે રાજવંશી થઇ રહ્યા;
કેટલા બીજા રહ્યા તે, વ્યાપારને વશ થઇ ગયા. ૯
વ્યાપારના ઉદ્યમ કરે, તેનું ગૃહસ્થ નામ ન્યાતે ધર્યું;
બીજા બ્રાહ્મણ વેદમૂર્તિ, એ ત્રિવિધ નામ કળિમાં કર્યું. ૧૦

*આ મૂળ ગ્રંથ અમને પ્રાપ્ત થયો છે, તે ઉપરથી નકલ કરીને આ નાગરોત્પત્તિદર્શક ઉપયોગી કાવ્ય અમે આ ગ્રંથના પરિશિષ્ટમાં છપાવ્યું છે. તે જોવાની સુજ્ઞ વાચકોને વિનંતિ છે. સંપાદક ન. ઈ. દેસાઇ

... જથા. હવે જે નાણાના
ના ભણકારા, ને નાતજા ...

પ્રથમ નગર ભાગ્યું એણી રીતે, મહા મ્લેચ્છને ત્રાસઃ
પછી બીજી વાર ભાગ્યું તે, કહે વલ્લભદાસ. ૧૧
(૧૨૭૨) સંવત બાર બોતરે, પૂરણ કાર્તિક માસ;
ગોરીશાયે દ્રવ્ય લીધો, તેણે છોડ્યો વાસ. ૧૨
તારે નોંધણ રાજા જુનાધડનો, જેને ત્રણ લાખ અસવાર;
બે સહસ્ર ઘરને સનમુખ આવી, લાવ્યો દેશ સુઝાર. ૧૩
ઘણા આદર થકી રાખી, જાવે નાગરી ન્યાત;
રાજકાજનો ભાર સુંપ્યો, સુણે તે કહે વાત. ૧૪
તેણે સમે તે માંહ્યથી, એક સહસ્ર ઘર ઇડર ગયાં;
પાંચ સહસ્ર ઘર પગ પરઠીને, વડનગર માંહે રહ્યાં. ૧૫
એણી રીતે અમદાવાદી, અધવાસ પદ પામ્યા સહી,
સોરઠી બે સહસ્ર તેને, આભ્યંતર પદવી રહી. ૧૬
બારગામ અધવાસ કેરાં, સોરઠીનાં પુર બાર;
પછે જે રહ્યા વડનગરમાં, તેનો કહું વિસ્તાર. ૧૭
(૧૭૮૨) સંવત સત્તર બ્યાસી એ તો, દક્ષણ કેરો ત્રાસ;
સરવે નાગર નીસરયા, નગ્રની મુકી આસ. ૧૮
ઇડર, વાસંભ, વાંસવાળું, ડુંગરપુર, પાટણ રહ્યાં;
નગ્રથી જે નીસરયા તે, કાશી ને મથુરા ગયા. ૧૯
એણી રીતે નગ્ર ભાગ્યું, કહીને મહીમાય;
છ ગામ વડનગરનાં થાયે, ત્રણે સમવાય. ૨૦
શ્રી સદાશિવની કૃપાથી, છે સર્વ સંપતવાન;
સુખ સંપતથી હીન થયા, જેણે મેહેલ્યું વેદ વિધાન. ૨૧
વેદ વિધિ નવ આદરી, તેનું તેજ શિવજીએ હરયું;
હવાં નરસઇ મેહેતો થયા તે, વિધિ વિસ્તારી કહું. ૨૨

એ ઉપરથી જોતાં નાગર બ્રાહ્મણ, નાગર ગૃહસ્થ (વેપારી અને સરકારમાં કામ કરનારા) અને નાગરક્ષત્રી (રાજા અને સિપાઇયો અથવા સિપાઇનાગર) એ ત્રણ તડાં છે.*

૫. સુરતમાં નાગરો ક્યારે આવ્યા તે સંબંધી કંઇ ઉપર લખ્યું નથી—પણ સુરતના ઘણા ઘરડા નાગર બ્રાહ્મણો કહે છે કે 'આપણે પ્રથમ ચાંપાનેરથી તે ભાગ્યા પછી સુરતની આજુબાજુનાં ગામમાં આવી રહ્યા.'

*"નાગરોત્પત્તિ" નામનો એક સુંદર નિબંધ ભાવનગરવાળા રા. માનશંકર પીતાંબરદાસ મહેતાએ લખ્યો છે. તેમાં આ વિષયની સારી ચર્ચા કરી છે. સંપાદક ન. ઇ. દેસાઇ.

હજી સુરતના નાગર બ્રાહ્મણો અડાજણીયા, નવસારીગરા, વલસાડિયા, બરાનપોરિયા વગેરે કહેવાય છે. ચાંપાનેર* ભાગ્યું સંવત ૧૫૪૦ ના પોસ સુદ ૩ જે ને સુરત શેહેર વસવા માંડયું આસરે સંવત ૧૫૭૦ થી.– એ ઉપરથી જણાય છે કે મુસલમાનના ત્રાસથી બ્રાહ્મણો નાહાસીને સુરતની આસપાસનાં ગામ જહાં હિંદુની સત્તા હશે તાંહાં આવી રહ્યા.

વળી સુરતના બ્રાહ્મણો કહે છે કે પ્રથમ અશ્વનીકુમાર–ફુલપાડા ગામમાં પોણોસેક વરસ રહ્યા ને ત્યાંથી પછી પરામાં પોણોસેક વરસ રહ્યા ને પછી શેહેરમાં આવ્યા. શેહેરમાં આવ્યા ને ૧૫૦ વરસ થયાં અને તીજી વાર વડનગર છોડ્યાને પણ ૧૪૦ સેક વરસ થયાં, પણ વલ્લભદાસે સુરતનું નામ નથી દીધું માટે જણાય છે કે તેઓ ઇડરથી ચાંપાનેર આવેલા. હવે ઇડર જે ગયલા તે વલ્લભદાસના કહ્યા પ્રમાણે બીજીવારના નાઠેલા તેમાંથી– માટે હમે બીજી વારના નાહાસવામાંથી વડનગરથી ઇડર અથવા જુનાગઢ ને પછી ઇડર† ગયલા ને તાંથી ચાંપાનેર આવેલા ને તાંથી પછી ગામોમાં રહેતા રહેતા છેવટે સુરત આવી રહેલા એમ કલ્પના થાય છે.

૬. ગુજરાતમાં સીપાઇ નાગર કોઇ નથી. (કાશી ને ગ્વાલિયર તરફ છે.) ગૃહસ્થ ને ભિક્ષુક એવા બે ભેદ થયા તે વિષે વલ્લભદાસે બે પ્રસંગે કહેલું છે. તેમાં બીજો પ્રસંગ ઉપલી કવિતામાં છે જ. પહેલા પ્રસંગમાં એમ કે વેદધર્મનાં રક્ષણને સારૂ કેટલાકને ક્ષત્રીનું કામ કરવું પડ્યું તેથી તેઓ ગૃહસ્થ કેહેવાયા ને જે લોક પોતાના અગ્નિહોત્રાદિક કર્મ રાખી રહ્યા તે

---

*ચાંપાનેરનો છેલ્લો રાજા રાવળ જેસિંગ ઉરફે પતાઇ રાજા હતો. ચાંપાનેરમાં હિંદુ રાજા હતા. તાંહાંસુધી બ્રાહ્મણો તાંહાં રહ્યા ને મુસલમાન આવ્યા કે ત્યાંથી નાઠા એવો સંભવ છે. રાસમાળામાં લખ્યું છે કે ચાંપાનેરના રાવળને અને ઇડરના રાવને અદાવત હતી તેથી તે ઇડરના રાવે પોતાની મદદમાં મુસલમાનને તેડી ચાંપાનેર પર હલ્લો કરાવ્યો. રાવળને માળવાના સુલતાનની મદદ હતી પણ આખરે તે હારયો ને અમદાવાદના મહમંદ બેગડાએ ચાંપાનેર લીધુ. ઇ. સ. ૧૪૮૪ ની ૨૭ મી નવેમ્બરે.

†ઇડરમા સામળિયા સોઢ નામના હિંદુ રાજાના વખતમાં પ્રથમ નાગરો (હું ધારૂંછ કે વડનગરથી) ઇડર ગયા ને ચાંપાનેરથી નિકળ્યા એ બધી મુદત ૨૫૦ વરસની થાય છે. ઇડરના નાગરોની વાત રાસમાળામાં આ પ્રમાણે છેઃ– સામળિયાના કોઇ વંશજે પોતાના એક નાગર કારભારીની કન્યા સાથે પૈણવાનું ધારયું હતું ને પછી એ નાગરે યુગતીથી સોનંગજી રાઠોડને બોલાવી સોઢ વંશનું નિકંદન કરાવ્યું. હું ધારૂંછ કે પછી તાંહાં આજુબાજુના મુસલમાનોએ ત્રાસ દીધો તેથી તાંહાંના નાગરો ચાંપાનેર આવી રહેલા.

તેઓની સ્તુતિ ગાઇને રૂપિયા પાંચેક હજાર માગ્યા હતા, ત્યારે કરસનદાસે તેઓને ઉડાવ્યા હતા—એ વાત કરસનદાસે મને કહી હતી ને બોલ્યા હતા કે "કવિ દલપતરામની માગવાની રીત કેવી નઠારી છે ને મારે ને તેને એટલો શો પ્રસંગ—હું મારા નર્મદને કાં ન આપું?" થોડા મહિના પછી મારા મિત્રે મને રૂ. ૫૦૦૦) નો ચેક મોકલાવી દીધો હતો.

૪. ગ્રંથો છપાવવાની વાત કરસનદાસને કાને નાખી મેં એક પાસથી મારો ગદ્યસંગ્રહ ગણપતકૃષ્ણાજીને ત્હાં મારચથી ને પદ્યસંગ્રહ યુનિયન પ્રેસમાં જુનથી છાપવા આપ્યા. તેમાં ગદ્ય તો એજ વરસના સપટેમ્બરમાં બ્હાર નિકળ્યું ને પદ્ય તો આ ૧૮૬૬ નો સપટેમ્બર ચાલે છે પણ હજી નિકળ્યું નથી.

## મુંબઇ છોડ્યું—સુરત આવ્યા

૫. એ વરસમાં શેરબજારની પડતી આવેથી ચોપડીઓનું વેચાણ બંધ પડેથી, લોકને શિખવવા જવાનું તો બે વરસ થયાં બંધ રાખેલું તેથી કમખરચ રાખવાના હેતુથી, મિત્રોની ઘણી આવજાવથી મારા લખવાના કામમાં ખલેલ પોંચવા લાગી તેથી, અને મુસાફરી કરવાને જીવ વલખ્યાં મારેછ માટે આગળથી સ્ત્રીને સુરતમાં ઘર માંડી આપું કે નિરાંત થાય એ મતલબથી, મેં મારો ઉચાળો મુંબઇમાંથી ઉઠાવી, સુરતમાં નાખ્યો. જુલાઇ ૧૮૬૫. જોકે ઘણું રહેવું સુરતમાં રાખ્યું તોપણ મુંબઇમાં પણ થોડુંક રહેવાનું થાય છે ને એને સારૂ એક મકાન પણ ભાડે રાખ્યું છે.

## નવા ગ્રન્થો

૬. એ વરસમાં છપાવી પ્રગટ કરેલાં પુસ્તકોમાં એક તો ઉપર કહ્યું તે ગદ્ય ને બીજાં નર્મવ્યાકરણ ભાગ ૧ લો અને દયારામકૃત કાવ્યસંગ્રહ* બીજી આવૃત્તિ. એ વરસમાં અને આંજલગીમાં પણ કવિતા જુજ લખાઇ છે. પ્રેસને કામ આપવામાં અને પ્રુફ તપાસવામાં ઘણો કાળ ગયો છે.

૭. સપટેમ્બરની ૧૦ મી તારીખે રવિવારે સહવારે હું મારા મિત્રો ગીરધરલાલ દયાળદાસ તથા નગીનદાસ તુળસીદાસ સાથે સર અલેકઝાંડર ગ્રાંટને મળવા ગયો હતો; ત્હાં પેલાઓએ મને મેળાપ કરાવ્યા પછી સર ગ્રાંટે મને આદરસત્કારથી બેસાડ્યો. ત્યાં મી० ઓકસનહામ લિટરેચરના પ્રોફેસર તથા મી० બૂલર સંસ્કૃતના પ્રોફેસર પણ હતા. મેં મારાં પુસ્તકો બતાવ્યાં તે જોઇને ગ્રાંટ ઘણા ખુશ થયા; ને મને કહ્યું કે 'કવિતા વાંચો,' હું બોલ્યો કે 'હમારી પ્રાકૃત કવિતા અંગ્રેજી પ્રમાણે સાદી રીતે નથી બોલાતી પણ કંઇક

---

*એને માટે થોડાંક પદો આણવાને અને દયારામનું ચિત્ર (પ્હેલી વારનું જે પછવાડેથી ખોટું ઠરયું છે તે) આણવાને મેં મારા બે શિષ્યોને વડોદરે ને ડભોઇ મોકલ્યા હતા.

અવાય છે ને મારૂં ગુજરાતી ગાયન તમારા કાનને સારૂં નહીં લાગે માટે બીહું છું.' ત્યારે બોલ્યા કે 'હા તે હું જાણુંછ પણ બોલો.' પછી મેં પુછ્યું કે શૃંગારરસની કવિતા બોલું કે વીરરસની?' ત્યારે ગ્રાંટ બોલ્યા કે 'શૃંગારરસની જ તો.' પછી મેં 'શા હતા આપણા વ્હાર'ની લાવણી ગાઇ ત્યારે બોલ્યા કે "what a beautiful recitation!" આહા કેવી સુંદર વાણી! પછી મેં મતલબ સમજાવી તો તેથી ત્રણે જણા ઘણા ખુશ થયા. પછી 'વાદળ ફાટવા માંડયું' ને 'ઉઠો ધરી ઉમંગ' એની મતલબ ગીરધરલાલે ને નગીનદાસે સમજાવી. પછી ઋતુવર્ણનમાંથી ચોમાસામાંના મંદાક્રાંત અને હરિણીપ્લુત વૃત્તો વાંચી સમજાવ્યાં. પછી મેં મારી હકીકત કહી કે મારે હિંદુસ્તાન તરફ જવું છે ને ચોપડીઓની છપામણી સંબંધી હું ઘણો ભીડમાં છઉં.' ત્યારે બોલ્યા કે 'તમે અરજી* કરો; હું સારી પઠે મદદ કરીશ.' પછી ઉઠતી વેળા બોલ્યા કે 'પેલી લાવણીનો અંગ્રેજી તરજુમો† કરીને આપજો તે હું મારા મિત્ર ઈંગલંડના રાજકવિ ટેનીસનને મોકલાવીશ.' એ પ્રમાણે ૧॥ કલાક ગુજારી 'શેકહેંડ' કરી હમે ઉઠ્યા.

૮. સન ૧૮૬૬ ની જાનેવારીમાં મેં મારા ઘરની સામેની ભોંય રૂ. ૬૦૦ એ વેચાતી લીધી અને તે ઉપર અમલો બંધાવા માંડયો, તથા જુનું ઘર પણ સમરાવા માંડયું. એ નવાં ઘર સંબંધી મારે મી૦ સમર્સ નામના ડિપ્યુટી કલેકટર સાથે કેટલીએક ખટપટ થઇ હતી, ને તેથી આખાં શહેરમાં જાહેર થયું હતું કે, કવિ સુરતમાં રહેવા આવ્યાછ ને તે ટોપીવાળાની સામાં લડેછ. હું સામો થયો તે દાહાડાથી મી૦ સમર્સ જે શહેરના લોકોને જુલમગાર થઇ પડયો હતો તેનું જોર નરમ પડવા માંડયું હતું, તથા પછવાડેથી તો તેના વિષે બીજી તરફથી સરકારમાં પણ ચરચા ચાલવાથી હાલમાં તો તે છેકજ નરમ પડી ગયો છે. (એ ઘરો આ સપટેંબરમાં તૈયાર થયાં છે.)‡

---

*મેં અરજી કીધી તે ઉપરથી મારાં પુસ્તકો રાવસાહેબ મહિપતરામને જોવા મોકલવાનો ઠરાવ થયો. મેં રાવસાહેબને પુસ્તકો મોકલ્યાં ને તેઓએ 'રિવ્યુ' કરયો પણ લખવાને હજીર છઉં કે રૂપીયા ઓછામાં ઓછા બે હજારની આશા રાખતો તેમાં રૂ. ૬૦૦ ની મદદ આપવાનું સર ગ્રાંટે લખ્યું છે.

†લાવણીનો તરજુમો મેં અંગ્રેજીમાં કરી કાલેજના મિત્રો પાસે અને એક બે અંગ્રેજો પાસે ફેરફાર કરાવ્યો છે પણ જે ખુબી મને ગુજરાતીમાં લાગે છે તેવી રીતનું અંગ્રેજી થયું નથી માટે એ મેં હજી મોકલ્યું નથી.

‡એ ઘરોમાંનું એક તે સરસ્વતી મંદિર જેના પ્લેન અને બંધાયા પછીનો દેખાવવાળાં ચિત્રો અન્યત્ર છાપ્યાં છે તે જુઓ. સં.

## કવિ નર્મદાશંકરે બંધાવેલા 'સરસ્વતી મંદિર'નો નકશો



આ પ્લેન (ફ્રન્ટ એલીવેશન) નકશો કવિએ સ્વહસ્તે કાચો કોર્યો છે, અને એ પ્રમાણેજ મંદિર બંધાવ્યું છે, તે આ ગ્રંથમાં છાપેલા ફોટો બ્લોકથી સમજાશે. માત્ર ઉપરની બે બંગલીઓ બંધાવેલી નથી. આ સરસ્વતી મંદિર કવિએ પોતાના ઘરની સામે જમીન લઇ બાંધ્યું હતું. આ મંદિર અથવા બંગલો પોતાના કરતાં જાહેરના ઉપયોગ માટે વધારે હતો. આ બંગલામાં કવિની ખાનગી પુસ્તકશાળા રહેતી, અને કોઇ વખતે ત્યાં લખવાનું કામ કરતા હતા.



**કવિનું સરસ્વતી મંદિર**

કવિ નર્મદાશંકરે સુરત આમલીરાન (હાલ નર્મદ ચકલો)માં બંધાવેલું સરસ્વતી મંદિર. આ મંદિરનો કવિએ પોતે દોરેલો પ્લેન, front elevation પણ અંદરના ભાગમાં છાપેલો છે. જૂઓ પાનું ૯૦ મું. (આ ફોટો ઇ. સ. ૧૯૧૦-૧૧ માં લેવાયેલો છે.)

## કવિનું સરસ્વતી મંદિર



કવિ નર્મદાશંકરે સુરત આમલીરાન (હાલ નર્મદ ચકલો) માં બંધાવેલું સરસ્વતી મંદિર. (આ ફોટો નર્મદશતાબ્દી પ્રસંગે ઈ. સ. ૧૯૩૩ માં લેવાયેલો છે.)

ચિત્રની ડાબી બાજુએ દરવાજા ઉપર જે મહેરાબ છે, તેમાં કવિએ પોતાનો મુદ્રાલેખ "પ્રેમ–શૌર્ય" એ શબ્દો કોતરાવ્યા હતા, પણ હાલમાં તે શબ્દો ચુનાના લેપડામાં અને સમારકામમાં નષ્ટ થઈ ગયા છે.

બહુધા તેનો ઉપયોગ ભાષણની બેઠક માટે જ હતો. આ બંગલો કાંઇક વિશાળ અને એક માળ તથા સળંગ અગાશી સહિત બાંધ્યો હતો. આગળ ફુલબાગના બે નાના ક્યારા પાડેલા હતા, અને મોટા દરવાજાની કમાન ઉપર "કવિ નર્મદાશંકર લાલશંકર" એમ લખી એક ગુલાબનું ફુલ તથા કલમ (Pen-Rose), તેની સાથે પોતાનું જીવનસૂત્ર (Motto) "પ્રેમ-શૌર્ય" એ બાળબોધ અક્ષરે લખ્યું હતું. આ મંદિર બાંધતાં ૧૨-૧૩ હજાર રૂપિયા આસરે ખરચ થયા હતા.

---

## સાહિત્ય પ્રવૃત્તિમાં વૃદ્ધિ

૯. એપ્રિલમાં "સુરતની મુખ્તેસર હકીકત," જુનમાં "નર્મ વ્યાકરણ ભાગ ૨ ખંડ ૧ લો" અને સપટેમ્બરમાં "નર્મકોશ અંક ૪ થો" એ બાહાર કાહાડ્યાં.

## મિત્રમરણ

૧૦. તા૦ ૨ જી આગસ્ટે મારા પરમપ્રિય મિત્ર રાવબાહાદુર રામચંદ્ર બાળકૃષ્ણનાં મરણની ખબર મને સુરતમાં તા૦ ૯ મીએ થઇ. એ રામચંદ્ર જેને હમે સહુ ભાઇ કહીને બોલાવતા તેનું આમ એકાએક મરણ સાંભળી મારાં રૂવાં ઉભાં થયાં હતાં. એ ભાઇનું ને મારૂં મળવું થોડું થતું તો પણ જ્યારે થતું ત્યારે હમે ખરા ઇષ્ટમિત્રની પેઠે ઘરનું તથા દેશનું હિત કરવામાં ખરા સાથી પ્રમાણે ઘરસુધરાવટ તથા ધર્મસુધરાવટ સંબંધી બહુ બહુ વાતો કરતા. જ્યારે સાથે ઉજાણીમાં જતા ત્યારે ત્યાંહાં પણ બીજા સહુને છોડી દઇને હમે કોઇ ખુણામાં ભરાઇ વાતો કરતા તે તથા એને ઘેર જ્યારે મળતાં ત્યારે સુધારા સંબંધી જે જે વાતો કરતા તે, તથા તે સુરતમાં આવેલા તે વખત મને કહેલું કે મિશન હાઉસ બંધાવોછ તેમાં હવે હમને ક્યારે બોલાવોછ તે અને પછી સાથે આગગાડીમાં ભમત કરતા મુંબઇ ગયલા તે સઘળું આ વેળા મને દુઃખ સાથે સાંભરી આવે છે. એનો વિચાર સુધારા સંબંધી એવો કે એકદમ બાહર પડવું ને મારો વિચાર એ કે આગળથી એક સુધારા મિશન જેવું કાહાડવું ને પછી તે પ્રયોગથી સાથી વધારી પછી બાહર પડવું ને મિશન પ્રયોગથી કંઇ ન વળે તો પછી એકદમ બાહાર પડવું (હાલની હાલત જોતાં મિશન થાય એમ લાગતું નથી માટે મારો પણ એ જ વિચાર કે જેને અનુકુળ હોય તેણે મેદાન પડવું, દુઃખ પડે તે સેહેવું ને વીર કેહેવાઇ યશમાં મરવું). બીજા ગુજરાતી સુધારાવાળાઓ કરતાં મારા ઉપર ભાઇની વધારે પ્રીતિ હતી. સાલસાઇ, નમ્રતા, સાચવટ, સુધાઇ, ટેક, સ્વતંત્રતા, પ્રેમ અને શૌર્ય એ ગુણો એનામાં દેખતો તે હું બીજા થોડામાં જ દેખું છઉં, એનાં પ્રેમાળપણાંની અને મિત્રસેવાની શી વાત!

૧૧. તા૦ ૧૯ મી આગસ્ટે મારે મારી ન્યાત સાથે કેટલીએક ખટપટ થઇ છે. એ સંબંધી મારે લખવું જોઇએ પણ એને લગતી બીજી બહુ ખટપટો હજી મારે કરવાની છે માટે બધું સામટું બીજે પ્રસંગે સવિસ્તર લખીશ.

## ઉત્તમ કવિતા વિશે વાદ

૧૨. તા૦ ૩૧ મી આગસ્ટે કવિ નભુલાલ દાનતરામ મને મળવા આવ્યા હતા, તેઓને મેં પૂછ્યું હતું કે, 'ઉત્તમ કવિતા તે કેઇ, ત્યારે તેઓ બોલ્યા હતા કે 'જે કવિતામાંથી ઘણા અર્થ નીકળે તે.' મેં પુછ્યું કે 'એક જણે અર્થનું ચિત્ર આબેહુબ આપ્યું હોય પણ તેની ભાષા રચના જરા સરળ ન હોય અને એક જણની ભાષા રચના ઘણી જ સરળ હોય પણ અર્થ ચિત્ર સારૂં ન હોય તો એ બેમાંનો કીયો કવિ પંક્તિમાં ઉંચો બેસે?' તેઓ બોલ્યા કે 'સરળ રચનાવાળો.' વળી બોલ્યા કે 'અર્થહીન તે શબ જેવી, ને સરળતાહીન તે પાંગળી કવિતા કહેવાય છે.' હું બોલ્યો કે 'વારૂ, જીવતું પાંગળું સારૂં કે મુએલું ખુબસુરત સારૂં!' તેઓ બોલ્યા કે 'જીવતું જ. તો.'

## સુધારો કરવો હોય તો બંડખોર થાવ

૧૩. તા૦ ૩ જી સપટેમ્બરે રાત્રે મુંબઇમાં ભાઇ મનસુખરામ સુરજરામ ને રણછોડભાઇ ઉદેરામ મને મળવા આવ્યા હતા તે પ્રસંગે સુધારા સંબંધી મેં મારા વિચાર તેમને કહ્યા હતા તે આ.—

લોક પોતાની મેળે છુટથી કારણકાર્ય ન્યાય વિચાર કરતા થાય, અને પછી જે સિદ્ધાંતે ઉતરે તે સિદ્ધાંત અમલમાં આણતા થાય એ મારો ઉદ્દેશ છે.

છુટથી વિચાર કરતાં ને છુટથી તે વિચારો અમલમાં આણતી વેળાએ સુખીઓ હદથી બાહાર જાય, અને તેથી લોકમાં સુધારો થયાને બદલે વખતે બગાડ થયલો ને થતો માલમ પડે તો તેથી પેલા મુખીઓએ નઠારૂં કામ કીધું ને સુધારાને બદલે બગાડો કરયો એમ હું તો નહીં કહું. ચોમાસામાં અંધારૂં, તોફાન થાય છે તો પછી શરદમાં ખેતરો પાકથી આંખને ટાહાડી કરે છે.

હિંદુઓ ધર્મપાશથી તથા સંસારપાશથી એટલા વિટલાયલા છે કે, જ્યાંહાં સુધી કેટલાએક શૂરવીરો મરણીયા થઇ લાગ ફાવે તેમ (પછી અનીતિ કહેવાએ તો પણ) બંધન નહીં તોડે ને સાહસપણે એકદમ ગડબડ કરી મોટો ફેરફાર નહીં કરી નાખે ત્યાંહાં સુધી ખરો સુધારો થવાનો નથી. ધીરે ધીરે હિંદુઓમાં કોઇ દાહાડો સુધારો થવાનો નથી.—સાહસથી જ

કંઇ થવાતું છે, પછી તેનાં પરિણામો થોડા દહાડા નઠારાં થાઓ તો શું થયું? ?

હાલ જુદ્ધનો—વ્હેમ તથા સુધારાની વચ્ચે ચાલેલાં જુદ્ધનો પ્રસંગ છેઃ નીતિશાસ્ત્ર શિખવવાનો નથી ને યુદ્ધની નીતિ જુદી હોય છે—એમાં સામ, દામ, ભેદ, દંડ એ ચારેને કામે લગાડવાં પડે છે. લુટફાટ બંડોમાંથી નવાં રાજ્યો મંડાય છે.

## નિરાશાના વાદળની છાયા

૧૪. આ વરસમાં પ્યાર પૈસાની આફતથી મારૂં મન રાત દહાડો દલગીરીનાં ઉંડા વિચારમાં રેહેતું, પણ એ જોસ્સાને હું જ્ઞાનથી બનતું તેટલો સમાવતો. પ્યાર સંબંધી આફતમાંથી તો ઘણો એક ઉગરયો છઉં. આગસ્ટ સપટેમ્બર ગુમડાં ને તાવથી હું બહુ રીબાયો છઉં. એ દુઃખમાં ગમતને સારૂ મેં નાયિકા પ્રવેશ એ નામનો ન્હાનો ગ્રંથ લખ્યો છે. આ વરસમાં મેં મારાં ઘરમાં ત્રણ માણસની અને ઘણાક મિત્રોની બેવફાઇ જોઇ—એથી પણ હું બહુ ખિન્ન છઊં.

૧૫. ઉપર પ્રમાણે ૩૩ વરસની મારી હકીકત છે. કેટલીક વાતો બુદ્ધિવર્ધક ગ્રંથ, સત્ય પ્રકાશ, સત્ય દીપક, રાસ્તગોફ્તાર, સમશેર બહાદુર વગેરે પેપરોમાંથી પણ મળી આવશે.

૧૬. પ્રીતિ મૈત્રિ સંબંધી, દ્રવ્ય સંબંધી, ધર્મસંબંધી,—સુધારા સંબંધી કરેલા વિચારો તથા કરેલાં કૃત્યો સંબંધી અને મારા સ્વાભાવિક ગુણ વિષે મારાં જ કરેલા વિવેચન સંબંધી હાલ લખવાથી મને તો થોડું પણ મારા સંબંધીઓને ઘણું જ નુકસાન થાય અને સાધારણ બુદ્ધિના બીજા લોકમાં પણ વેળાએ નઠારૂં પરિણામ થાય તેવી હોહો થઇ રેહે માટે તે વાતો ઘટતે પ્રસંગે ઘટતી રીતે લખાય તેમ લખવાને મુલતવી રાખું છઉં—હાલ એટલું જ.

સુરત—તા૦ ૧૮ મી
સપટેમ્બર ૧૮૬૬. } નર્મદાશંકર

ભાદરવા સુદ ૯ વાર ભોમ્મે સંવત ૧૯૨૨.

नर्मदाशंकर लालशंकर दवे

## પરિશિષ્ટ ૧ લું

# કવિ નર્મદની છબિ વિષે ચર્ચા

આજે ગમે તેવો લેભાગુ લેખક પોતાની ગમે તેવી અલફાઉ કવિતા કે લેખ સાથે પોતાનું ચાટું છપાવવા મરી ફીટે છે; પણ કવિ નર્મદના કાળમાં (ઇ. સ. ૧૮૬૫ માં) પોતાનો ફોટો-ચિત્ર પોતાનાજ પુસ્તકમાં છપાવવું, એ અવિવેક ગણાતો; છતાં સર્વ વાતમાં પ્હેલ કરનાર આ વિષયમાં પણ પાછળ શા માટે પડે? કવિએ સ્તુતિ કે નિંદાની પરવા કર્યા વગર જ તે હિંમતથી છપાવ્યું છે. તે વખતે ફોટો બ્લોકની રીત ન હોતી, તેથી સ્ટીલ એન્ગ્રેવિંગ કામ ઇંગ્લાંડ કે જરમનીમાંથી મંગાવવું પડતું, કવિએ આ એન્ગ્રેવિંગ ચિત્ર જરમનીથી કરી મંગાવ્યું છે. કવિ ૨૭ વરસની ઉમ્મરે (ઇ. સ. ૧૮૬૦ માં) કેવા દેખાતા તેનું આ ચિત્ર છે. 'જૂનું નર્મગદ્ય' ૧૮૬૫ માં છપાયું, ત્યારે તેની નીચે 'નર્મદ: આખરે જુદાઇ જ'* એ જ્ઞાનવૈરાગ્યની ભાવનાવાળુ જ વાક્ય કવિએ છાપ્યું છે, તેમ પ્રસ્તાવનામાં પણ મારો ફોટો કે ચિત્ર, કે છબી, એ શબ્દ ન વાપરતાં

---

*'નર્મદ, આખરે જુદાઇ જ'–એ ચરણ કયા સંબંધમાં રચાયું છે તે જાણવા માટે 'નર્મ કવિતા'–માં 'પ્રિયની વાણી'–એ પ્રકરણમાં ઉક્ત કડીથી આરંભાતું કાવ્ય વાંચો.

નર્મદ આખરે જુદાઈ જ, કહાં તે અને તું અરે!
હાય કેમ કરી રહેવાય, દહાડા કેમ જાય રે?

* * * *

નર્મદ આખરે જુદાઇ જ, મળો સુખ યા નહીં;
તારે કરવો શો ત્હારે શોક, જાવું એક દી સહી.
નર્મદ આખરે જુદાઈ જ, તોયે શોક થાય રે;
એવો દેહીનો ધરમ જ હોય, માટે થઇ જાય રે.
પણ જ્ઞાની સમજે તેહ, શ્રમે બને તેટલો;
દુઃખમાં પણ માણતો સુખ, આશા ફળો ના ફળો.
નર્મદ આખરે જુદાઇ જ, માટે રાખી ટેકને;
પ્રન ભાગ્યે પામે તું મોત, દુવા દેઇ તેહને.

'ચાડું' શબ્દ જ વાપર્યો છે, (આ 'નર્મગદ્ય' 'ગુજરાતી' પ્રેસે "જૂનું નર્મગદ્ય" એ નામે ફરીથી છાપેલું છે.) આજના સુધરેલા કહેવાતા વિચારકો અને મગજના ફાટેલાઓને કદાચ નર્મદનો વિવેક સ્વમાનહનન જેવો લાગશે.

આ રીતે ફોટો છપાવી પોતાની પ્રશંસા કરવી તે સમયે લોકોમાં પ્રચલિત ન હોવાથી આવું કરનારની નિંદા થતી અને ટીકા થતી. તે નીચેના રમુજી ઇતિહાસ ઉપરથી જણાશે.

કવિએ આ ચિત્ર છપાવ્યા પછી અમદાવાદવાળા કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ પોતાની કવિતાનો મોટો સંગ્રહ છપાવ્યો. તેમાં તેઓ પોતાની છબી મૂકી શક્યા ન હોતા, અથવા તેઓએ સ્વેચ્છાએ મૂકી જ ન હોતી. કોઇ કદાચ, કેમ છબી મૂકી નહીં, એવું પૂછે તેના જવાબમાં તેમણે આ એક સુભાષિત રચીને મૂક્યું હતુંઃ

'શું જોશો તનની છબી, એમાં નથી નવાઇ;
નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઇ.'

આ કાવ્યગ્રંથ પ્રકટ થતાં સુરતમાં છપાતાં "સ્વતંત્રતા" નામના માસિક પત્રમાં (જે વખતે તેનું તંત્ર શાહ ઝીકાભાઇના હાથમાં હતું અને સ્વ. ઇચ્છારામ દેસાઇ તંત્રી ખાતામાં હતા) 'વિજયવાણી'ના કર્તા વિજયાશંકરે તેનો રીવ્યુ (અવલોકન) લેતાં લખ્યું હતું કે,

"મનની તે છબી જોઇને, ઉપજે સંશય આમ;
છે આ દલપતરામ કે અમદાવાદી × × ×?"

આમાં પાદપૂર્તિ માટે કયો શબ્દ મૂકવો તે સમજી શકાય તેમ છે. આ વચન ઉપરથી નર્મદાશંકર અને દલપતરામ વચ્ચે સ્પર્ધા છે, એમ માનીને પાછલા સમયમાં ઉક્ત મશ્કરીવાળો દોહરો કવિ નર્મદાશંકરે રચ્યો છે, એવું ભ્રમથી મનાવા લાગ્યું છે. પરંતુ આ સ્ફોટથી એ ભ્રમ હવે દૂર થવો જોઇએ છે.

કવિ નર્મદાશંકર અને દલપતરામ વચ્ચે કોઇ જાતની સ્પર્ધા હોય કે નહીં હોય, તો પણ તેમના વખાણનારાઓએ તેવું સ્વરૂપ તો આપી દીધેલું. પણ બંને વચ્ચે કશો વૈમનસ્ય ભાવ નહોતો, એ તો કવિ દલપતરામ કવિ નર્મદાશંકરના આમંત્રણને માન આપી, તેમના સુરતના સરસ્વતીમંદિરનું વાસ્તુ મુહૂર્ત ઉજવ્યું ત્યારે સુરત પધાર્યા હતા, તે ઉપરથી જણાશે. આરંભના સમયમાં કવિને દલપતરામ વિષે કંઇ ખોટો ગ્રહ બંધાયલો ખરો, પણ પાછળથી મત ફેરવેલો. રા. રા. ન્હાનાલાલ કવિએ લખેલો "કવિ મિલન" નામનો ઉમદા નિબંધ એટલા માટે અમે આ ગ્રંથમાં

છાપ્યો છે, અને તે છાપવાની પરવાનગી આપવા માટે અમે તેમના આભારી છીએ.

મુખ્ય લખનાર તથા દેખરેખ રાખનાર, છાપનાર અને પ્રસિદ્ધ કરનાર શાહ કીકાભાઇ પ્રભુદાસની માલીકી નીચે સુરત ખાતે પ્રકટ થતા "સ્વતંત્રતા" નામના માસિક પત્રના ઇ. સ. ૧૮૭૯ ના આગસ્ટ માસ (પુ. ૧ લું; અંક ૯ મો)ના અંકમાં દલપત કાવ્યનું લંબાણથી અવલોકન કરાયલું છે. તેમાં આરંભમાં કેટલીક લાગણી અને જોસ્સાની વાત લખ્યા પછી નીચે પ્રમાણે લખાણ છે.

(નીચેનો ભાગ 'સ્વતંત્રતા'માંથી ઉતારેલો છે.)

"દલપત કાવ્યગ્રંથના ટાઇટલ પેજ ઉપરનો છબી વિષેનો

(દોહરો)

શું જોશો તનની છબી, એમાં નથી નવાઇ;
નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઇ. ૧

એ જ ગ્રંથ દલપતકાવ્યને પાને ૧૨૮ મે

બહુરૂપી ઈશ્વર વિષે
હજામ રૂપ

(મનહર છંદ)

મસાલ ધરીને સર્વ આગળ ઉજાસ કરે;
તદબીર કરીને અંધારૂં ઘોર ટાળે છે.
કોણ જાણે કેવી રીતે તેમાં તે પૂરે છે તેલ;
બુઝાઇ જાય તેમ મસાલ તે આને છે.
કોઇ સમે અનુભવ આરસી દેખાડે વળી;
કોઇ સમે ન્હવરાવવા નીરને ઉછાળે છે,
કહે દલપતરામ એવો એક છે હજામ;
તે સદૈવ સૌને ઘણા સ્નેહથી સંભાળે છે.

જવાબ

(કવિત્ત-મનહર છંદ)

અરે આ શો અવિવેક ભૂલ્યો તું તો ભાન છેક;
ઇશ્વરને ઉપમા હજામની હરામ છે.
સુથારનું ચિત્ત જેમ બાવળિયે હોય તેમ;
હૈયે તેજ હોઠે ત્હારે આવે એ જ નામ છે.

ઇશ્વરને બહુ રૂપે વર્ણવતાં ટોટા પડ્યા;
જડે ન કો બીજી આપી ઉપમા હજામ છે.
અરે દલપતરામ, ગૈ ત્હારી અક્કલ ગામ;
ચસ્કિ, હવે કિંમત તો ન ફુટી બદામ છે!!

### ભ્રાન્ત્યલંકાર

(દોહરો)

તનમનની છબી જોઇને, ઉપજે સંશય આમ;
છે કવિ દલપતરામ કે, અમદાવાદી ×××?!!

× × × × ×

અનંત કોટી બ્રહ્માંડનો નાયક, જે સર્વ શક્તિમાન ઇશ્વર તેને બ્રાહ્મણ, ક્ષત્રિય, માળી, બાજીગર આદિનું રૂપ આપતાં ન ધરાતાં તેનું કવિ હજામ રૂપે વર્ણન કરે છે, તે ઘણુંજ વિરોધકારક, વિવેકરહિત અને વિચારશૂન્ય છે." ('સ્વતંત્રતા.')

તે પછી અવલોકનકારે દલપત કાવ્યનાં ખુબી અને ખામી સારી રીતે દર્શાવ્યાં છે. આ અવલોકન કવિ નર્મદાશંકરના એક સગાને અને શિષ્ય જેવા "વિજયવાણી", "સૃષ્ટિસત્વ" આદિના કર્તા વિજયાશંકરનું લખેલું છે, એમ સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, (એક વખતના "સ્વતંત્રતા"ના તંત્રી) કહેતા હતા, અને રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતનો આ વાતને ટેકો છે.

"વિજયવાણી"માં વિજયાશંકરે કવિ નર્મદાશંકર અને કવિ દલપતરામનાં કાવ્યોની ઉપરની ઉક્તિઓ ધ્યાનમાં રાખીને નીચે પ્રમાણે લખ્યું છે, તે ઉપરથી પણ સમજાશે કે અવલોકન કવિ વિજયાશંકરનું લખેલું છે.

વિજયવાણીની બીજી આવૃત્તિ (ઇ. સ. ૧૮૮૨-૮૩) છપાઇ ત્યારે મુખપૃષ્ઠની સામેના પાના ઉપર નીચે પ્રમાણે છાપેલું છે.

(છબી વિષે દોહરો)

"અહંભાવ જ્યાં કૃતિ વિષે, ત્યાં તન-મન-છબિ વાત;
વિજયવાણિ છે પ્રતિનિધી, કર્ત્તા-કુદરત માત."

"**ટીકા**—છબી વિષેના દોહરા વિષે—આ કૃતિ મ્હારી છે, આ કાવ્ય મ્હારૂં કરેલું છે, એવી રીતનો જ્યાં અહંભાવ-હુંપણું હોય, ત્યાં તનની ને મનની છબી વિષે વાત કરવામાં આવે; પરંતુ, વિજયવાણી માત્ર એક પ્રતિનિધિ છે-કર્ત્તા તો સાક્ષાત્ કુદરત માતા છે; અર્થાત્ કુદરતના બોલવાનો વિજયવાણી માત્ર પ્રતિધ્વનિ છે-વ્યંગાર્થ-વિજયવાણી કુદરતી છે. અર્થાત્

વિજયવાણીનું આખું પુસ્તક જ કુદરતની છબી રૂપ છે, ત્યાં પછી તનની ને મનની છબીની વાત કરવાની ક્યાં રહી?

એક મ્હારા મિત્રે એક દિવસ મને પૂછ્યું કે, "કેમ વિજયવાણી?" (એ મિત્ર તસવીરનું કામ કરે છે, ને પ્રસંગે વિનોદમાં એ પ્રમાણે પુસ્તકનાં નામથી જ મને બોલાવે છે)—"પુસ્તકમાં છબી બબી મુકવાનો વિચાર કેમ છે?" ત્યારે તેના પ્રશ્નના ઉતરમાં, "એ છબી વિષેનો દોહરો બન્યો હતો."

('વિજયવાણી'માંથી કે ઉતારો)

આટલું છતાં કવિ વિજયાશંકર કેશવરામે ઇ. સ. ૧૮૮૨ માં "સૃષ્ટિસત્વ–પૂર્વાર્ધ" નામનું મોટું પુસ્તક છપાવ્યું તેમાં આખરે પોતાની છબી તો મૂકી હતી.

આ પ્રમાણે કવિની છબી ઉપરનો ત્રણ સાક્ષરોના સામસામા કટાક્ષોનો ઇતિહાસ છે. એના ઉપરથી એનું રહસ્ય સુજ્ઞ વાંચનાર સમજી જશે.

**નટવરલાલ ઇચ્છારામ દેશાઇ**

---

## પરિશિષ્ટ ૨ જું

### (કવિ નર્મદના સમાગમમાં આવેલા માણસોનાં નામો

આ નામો અકારાદિ અનુક્રમે અને પાનાવાર ગોઠવેલાં છે.)

# કવિ નર્મદના ગ્રન્થો

## નર્મ કવિતા (મોટી) મળતી નથી

એમાં નીચે પ્રમાણે કવિતાનો સંગ્રહ છે. ટીકા, ટીપ્પણ, સમજુતી સાથે.

**પહેલા ભાગ**માં નીચે પ્રમાણેનાં કાવ્યો છે. કેફ, શ્રીમંતને પરમાર્થ વિષે શિક્ષા, ગંગી (સ્ત્રીઓને છૂટ આપવા વિષે), લત્રીતા, લઘુહિતોપદેશ, સાહસ દેશાઇ, વજી, આત્મબોધ, વૈધવ્યચરિત્ર ભાગ ૧ લો. સ્વતંત્રતા, ઇશ્વરપાર્થના, મૂળાક્ષરોને શિક્ષા, ગોપીગીત, રૂકિમણી હરણ, ઋતુવર્ણન, લઘુ ઋતુવર્ણન, પ્રેમનીશો, પ્રેમનીતિ, માતા-પિતાનું સ્તવન, આગગાડી, બ્રહ્માંડલીલા, વનવર્ણન, પ્રવાસવર્ણન, **શૂરવીરનાં લક્ષણો** અથવા **શૂરવીર પચ્ચીશી**, વ્હેમનો કોટ તોડી પાડવા વિષે, ભણવા વિષે, સંપ વિષે, **સાહસ** (સહુ ચલો જીતવા જંગ), વ્હેમ સામે સજવા સારૂ સુધારાને ઉત્તેજન, વજેસંગ ને ચાંદબા, નર્મટેકરી ઉપર કરેલા વિચાર, આશા, ધીરજ, દેશીઓને સંકટમાં મદદ કરવા વિષે, શિકારી ને હરણીની વાત, **હિંદુઓની પડતી** (સંપૂર્ણ,) અનુભવ લહરી, કુસુદચંદ પ્રેમપત્રિકા, સુરત શહેર, રૂદન રસિક, કમાઇના કર વિષે, જીવરાજ, ચોપાટીની ટેકરી ઉપરથી જોયલો દેખાવ, શેરની ચઢતી પડતી, વીરસિંહ (૩ સર્ગ), અદ્‌ભૂત યુદ્ધ (રામ-રાવણની યુદ્ધકથા).

ભાગ ૨ જામાં નીચે પ્રમાણે કવિતાઓનો સંગ્રહ છે.

પ્રથમ વીર કવિતા, ખંડ ૧ લામાં ઇશ્વર સંબંધી જ્ઞાનપૂર્વક ભક્તિ, જ્ઞાનપૂર્વક વૈરાગ્ય, જ્ઞાનપૂર્વક ઐક્ય, ફારસી ઢબની કવિતા.

ખંડ ૨ જામાં નીતિ સંબંધી કવિતા; ખંડ ૩ જામાં દેશાભિમાન સંબંધી કવિતા, ખંડ ૪ થામાં સ્ત્રી શિક્ષણ સંબંધી કવિતા, ખંડ ૫ મામાં ઘરસંસાર સંબંધી કવિતા, ખંડ ૬ ઠ્ઠામાં પ્રીતિ સંબંધી કવિતા—મૈત્રી, પ્રિયાની વાણી, પ્રિયની વાણી, ખંડ ૭ મામાં ગ્રામ અને સૃષ્ટિસૌન્દર્ય, શરદપુનેમ, ખંડ ૮ મામાં સ્ત્રીઓને ગાવાનાં ગીતો. ખંડ ૯ મામાં વિવિધ વિષયની કવિતા. ખંડ ૧૦ મામાં હિન્દવી ભાષા કવિતા.

ભાગ ૩ જો કાવ્યશાસ્ત્ર સંબંધી ગ્રંથો. (૧) પિંગળપ્રવેશ, (૨) અલંકારપ્રવેશ, (૩) રસપ્રવેશ, (૪) નાયિકા વિષય પ્રવેશ. (લગભગ ડેમી સાઇઝના ૧૧૦૦ પાનાનો ગ્રંથ છે.) નથી.

---

## જૂનું નર્મગદ્ય

કવિના સને ૧૮૫૦ થી તે ૧૮૬૫ આગસ્ટ ૩૧ મી સુધીનો સંગ્રહ. એમાં નીચે પ્રમાણે લેખોનો સંગ્રહ છે.

(૧) ૧૪ નિબંધો.
(૨) ૨ સંવાદો.
(૩) બુદ્ધિવર્ધક ગ્રંથમાંના ૪૨ લેખો.
(૪) ડાંડીયામાંના ૫૦ લેખો.
(૫) સ્ફુટ વિષય ઉપર ૮ લેખો.
(૬) ગુજરાતી કવિઓનાં ચરિત્રો.
(૭) પરિશિષ્ટમાં બે નવા લેખો છે. જે કવિની મૂળ પ્રતમાં નથી તે.
(૮) છપાવેલા ગ્રંથોની યાદી.
(૯) જાહેર સભામાં કરેલાં ભાષણોની યાદી, ગ્રંથ અપૂર્વ છે.

કીંમત માત્ર રૂ. ૪—૦૦

---

## દેશવ્યવહાર વ્યવસ્થા

અર્થશાસ્ત્રનો સુંદર ગ્રંથ મહેતાજી અને શિષ્યના સંવાદરૂપે છે. આ આખો ગ્રંથ ૨૨ સંવાદમાં લખાયલો. કીંમત રૂ. ૨—૦૦

---

## ધર્મવિચાર

ધર્મવિચાર–કવિ નર્મદના ઇ. સ. ૧૮૭૯ થી ૧૮૮૪ સુધીના લેખોનો અપૂર્વ સંગ્રહ–લેખસંગ્રહ નીચે પ્રમાણે છે.

(૧) સુધારો અને સુધારાવાળા, (૨) આર્યોત્કર્ષ, (૩) મુક્તિતંત્ર, (૪) ધર્મ જિજ્ઞાસા, (૫) આર્યદર્શન, (૬) લગ્ન, (૭) દેશાભિમાન, (૮) સામાજિક તથા સનાતનધર્મ સ્થિતિ, (૯) બુદ્ધિ, (૧૦) સ્વદેશાભિમાન, (અવલોકન રૂપે), (૧૧) ગ્રહણ કાળ. કીંમત રૂ. ૩—૦૦

---

## નાટક

કવિએ પાંચ નાટકો લખ્યાં હતાં. કૃષ્ણાકુમારી, સારશાકુન્તલ, દ્રૌપદીદર્શન, રામજાનકીદર્શન, અને બાળકૃષ્ણવિજય. (હાલ એ મળતાં નથી.)

---

## સ્ત્રીગીતસંગ્રહ અથવા નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો

આમાં (૧) જનોઇનાં ગીતો, (૨) લગ્નનાં ગીતો, માલેણુ, મીઠી, ચોસર, તેલ, મોતી, કાગડો, સાંજી, નગારાં, વીંજણો, ઘોડી, બનડા, સંધ્યા, મોશાળું, રન્યાદેવ, ઇશ્વર-પાર્વતીવિવાહ, રૂકમણિ વિવાહ, આરતી, પહેરામણી, સીતાવેલ, સીતાજીનો સાહેલો, પોંખવાના, ચોરીના, માયરાના, વરઘોડાના, તોરણના, હાથેવાળાના, માંડવાના, ફેરા ફરતી વખતના, વહુવર વિદાયના, (૩) સિમંતના, અધરણીના, મુહાડનાં વગેરે ઘણાં ગીતોનો સંગ્રહ છે. આ ગીતો એકલા નાગર સ્ત્રીઓ જ ગાય એમ નથી, પણ ઘણી ન્યાતોમાં ગવાય છે. આ સંગ્રહ અપૂર્વ છે. એના જેવો બીજો સંગ્રહ થયો નથી. જનોઇ, લગ્ન, સીમંત અને પરચુરણ, એમ ચાર ભાગમાં સંગ્રહ છે.

કવિએ દરેક મંગલપ્રસંગની રીતોનું પણ યથાશક્ય વર્ણન અને સમજુતી આપેલાં છે. કીંમત માત્ર રૂ. ૧-૦૦.

---

**નર્મકોશ-સ્વર** વર્ગ, ક વર્ગ, ચ વર્ગ સુધીના શબ્દો. કવિની પ્રસ્તાવના, ગુજરાતી ભાષાનો ઇતિહાસ, ઉત્સર્ગો વિશે વિવેચન, જૂના ગુજરાતી કવિઓ વિશેની, એની કવિતા, કોશ વિશેના વિચારો વગેરે.

કીંમત રૂા. ૬-૦૦

---

**નર્મગીતા**-ગીતાનું સુબોધ સરળ ભાષાંતર.

આ ગીતાના મ. ગાંધીજીએ, દાદાસાહેબ જી. એસ. ખાપર્ડે, અને સ્વ. ઇચ્છારામે વખાણ કર્યાં છે. કીંમત રૂા. ૧-૦૦

---

**ઉત્તર નર્મદ ચરિત્ર**-"મારી હકીકત"માં જ્યાંથી બાકી છે ત્યાંથી તે અવસાનકાળ પર્યંતની કવિની જીવનકથા આપવામાં આવી છે.

---

**નભુવાણી**-કવિના એક મિત્ર, નડિયાદના ભક્ત કવિ, **નભુલાલ**ની પ્રાસાદિક વાણીનો અપૂર્વ સંગ્રહ. કીંમત રૂ. ૨-૦૦.

**નોંધઃ** આ સર્વ પુસ્તકો ઉપર ટપાલ ખર્ચ જુદું સમજવું.

ગુજરાતની કોઇ પણ લાયબ્રેરી-પુસ્તકાલય કવિના આ અમૂલ્ય વિચારોવાળા ગ્રન્થોથી વંચિત રહેવું નહિ જોઇએ.

---

# ઉત્તર નર્મદચરિત્ર

(ઇ. સ. ૧૮૬૬ થી ૧૮૮૬)

("મારી હકીકત" ભાગ ૨ જો)

[પુનર્મુદ્રણ]



: લેખક :

કવિ નર્મદાશંકર લાલશંકર દવે

: સંપાદક :

નટવરલાલ ઇચ્છારામ દેશાઇ, બી. એ.

: પ્રકાશકો :

"ગુજરાતી"

રીઝર્વ બેન્કની પાછળ

ના ભણુકારો,

પુસ્તક મળવાનું ઠેકાણું :—

ભારતભરના બધા પ્રતિષ્ઠિત બુકસેલરો પાસેથી

અથવા

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ (સ્થાપના : ૧૮૮૪ ઇ. સ.)

હનુમાન બિલ્ડીંગ, ૩૦૮, બજારગેટ સ્ટ્રીટ,

રીઝર્વ બેંકની પાછળ, કોટ, મુંબઇ ૧ BR



| ઇ. સ. ૧૯૩૯ | પ્રથમ પ્રકાશન | વિ. સં. ૧૯૯૫ |
|---|---|---|
| ઇ. સ. ૧૯૬૬ | પુનર્મુદ્રણ | વિ. સં. ૨૦૨૨ |

પ્રકાશકો વતી મુદ્રક : દુષ્યંત મદનલાલ દેસાઇ, બી. એ. (ઓનર્સ)

મુદ્રણસ્થાન : "ગુજરાતી" પ્રિન્ટિગ પ્રેસ

૩૦૮, બજારગેટ સ્ટ્રીટ, રીઝર્વ બેન્કની પાછળ, કોટ, મુંબઇ ૧.

# પ્રથમ પ્રકાશનની પ્રસ્તાવના

સમયમૂર્તિ અને વીર કવિ નર્મદાશંકરના જીવનચરિત્ર સંબંધી પહેલું પુસ્તક "મારી હકીકત" (૧૮૩૩-૧૮૬૬) તેમની જન્મશતાબ્દી ગુજરાતમાં ૧૯૩૩માં ઉજવાઇ ત્યારે બહાર પડ્યું હતું. તે પછી તેમના જીવનના છેલ્લા ૨૦ વરસની હકીકત આ "ઉત્તર નર્મદ ચરિત્ર"માં યથાપ્રાપ્ત અમે છાપી છે. આ બીજા પુસ્તકમાં છાપેલી હકીકત કવિની લખેલી સલંગ અમને મળી નથી, માટે જેટલી મળી તેટલી છાપી છે, અને વચ્ચે વચ્ચે વાંચનારની સુગમતાને માટે અમે થોડુંક લખાણ કરેલું છે. તે સર્વ ઉપરથી વાંચનારને કવિના ઉત્તર જીવનના સ્વરૂપની કાંઇક ઝાંખી આવશે એવી આશા છે. આ ગ્રંથમાં કવિ સંબંધી સર્વ શક્ય માહિતી અમે એકઠી કરીને આપી છે, અને ઘણી વાતો નવીન પણ જણાશે. કવિશ્રીએ પોતે પોતાના સંબંધમાં અને પરિચિત જનો સંબંધમાં દેશકાળાનુસાર ઘણું લખી રાખેલું, પણ તે સર્વ પ્રાપ્ત થઇ શક્યું નથી. કવિપુત્ર જયશંકરના સ્વર્ગવાસ પછી "ગુજરાતી" પત્રમાં જે નોંધ લેવાયલી તે અમે છાપી છે. કવિના વિરોધી અને સમકાલીન કવિ હીરાચંદ કાનજીએ લીથો પ્રેસમાં છપાવેલું "મિથ્યાભિમાન મતખંડન" કાવ્ય પણ અપ્રાપ્ય હોવાથી તે પણ છપાવ્યું છે અને "સીતાહરણ" નાટકનાં ગાયનો પણ અચાનક મળી જવાથી અમે છાપ્યાં છે. કવિના હજી ઘણા કાગળો મોજુદ છે, પણ તે એટલા બધા જીર્ણ થઇ ગયા છે કે વાંચી ઉકેલી શકાતા નથી, એટલે એ ધૂળધોયાનું કામ અમે પડતું મુક્યું છે, અને જેટલું બનશે તેટલું "ગુજરાતી" પત્રના પ્રતિવર્ષ પ્રકટ થતા દિવાળીના ખાસ અંકોમાં છાપવાનો વિચાર છે. પ્રથમ ભાગ "મારી હકીકત"ની પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે નાગરોનો ઇતિહાસ જણાવનાર વલ્લભ કવિનું નાગરોત્પત્તિ કાવ્ય, અને નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ-એ બે લઘુ કાવ્યો આ ગ્રંથનું કદ વધી જવાથી છાપવાનું માંડી વાળ્યું છે. એ બે કાવ્યો ગુજરાતી ભાષાસાહિત્યમાં ઘણાં ઉપયોગી છે, એટલે બનશે તો સ્વતંત્ર પુસ્તકરૂપે છાપી અમે પ્રકટ કરીશું અથવા તો "ગુજરાતી" પત્રના દિવાળીના કોઇક ખાસ અંકમાં પ્રકટ થશે. આ રીતે આ બે ગ્રંથોમાં કવિ નર્મદનું સર્વસ્વ આવી જાય છે. શોકની વાત એટલી છે કે હવે કવિનાં કાવ્યાદિ વાંચવાની, સમજવાની જિજ્ઞાસા પ્રજામાંથી ઓછી થતી જાય છે, છતાં કવિને જીવંત રાખવા માટે સાહિત્યસભાઓ, સંસદ, પરિષદ અને મુંબઇની વિદ્યાપીઠ તરફથી પ્રયત્નો પણ થાય છે એટલું અભિનંદનીય છે.

મુંબઇ, તા૦ ૧૦-૯-૩૯
ગોવાળીઆ એકાદશી, ૧૯૯૫

નરવરલાલ ઇચ્છારામ દેશાઇ

ના ભણકારા, ને નાતજાત

# જીવનજોદ્ધો નર્મદ

નર્મદ જીવન વીર હતો, કર્મ વીર હતો. જાતને વફાદાર રહી, સચ્ચાઇથી આગળ ડગ ભરનારો હતો. એના વિચારોમાં જ્યાં એને ચૂક લાગી ત્યાં વિચારોને સુધારીને આગળ વધવાનું એ મુનાસીબ માને છે. અને જીવનચર્યામાં પણ એ રીતે ફેરફાર કરે છે.

નર્મદને ત્યાં ચોવીસે કલાક ડાયરો બેસતો અને એ જ મોટી વાત છે. સામા માણસને પોતાને ત્યાં આવતો કરવો એ સહેલું નથી. કાં તો ધન કે સત્તા હોય, કે કાં તો તમારામાં કૈંક આકર્ષણ હોય તો જ સામો માણસ તમારા દરબારમાં હાજરી ભરે.

દૂધ–પૌંઆ ખાઇને દિવસ કાઢવાનો જેને વારો આવ્યો તે આ પળ જીવું છું, ઇશને જે કરવું હોય તે કરે એમ સમજી પોતાનાં સ્વીકૃત કાર્યો કર્યે જાય છે એ એની ધીટતા અને ધૈર્ય સૌનું માન માગી લે છે.

સર્વતોમુખી સાહિત્યની પ્રવૃત્તિ આદરનાર નર્મદને સમજવા માટે 'મારી હકીકત'ની સાથોસાથ 'ઉત્તર નર્મદ ચરિત્ર'નું વાંચન અભ્યાસીઓને સહાયક નીવડશે.

આજે ૭૭ વર્ષે એનું પુનર્મુદ્રણ કરવાનો અવસર પ્રાપ્ત થયો છે એ ધનભાગ્ય છે.

પ્રકાશકો વતી,

દુષ્યન્ત મદનલાલ દેસાઈ

તા૦ ૩૧–૫–૧૯૬૬.

# ઉત્તર નર્મદચરિત્ર

## વિષયાનુક્રમણિ

# ઉત્તર નર્મદચરિત્ર

(ઇ. સ. ૧૮૬૬ થી ૧૮૮૬ સુધીનું)

## વિરામ ૧ લો-વિટંબણાનો કાળ

ઇ. સ. ૧૮૬૬–૬૯

[સંપાદકની નોંધ: કવિશ્રી નર્મદાશંકરે પોતાનું જીવનચરિત્ર પોતે ૧૮૬૬ સુધી લખીને છપાવી રાખેલું; તેની પાંચ–સાત પ્રત જ છપાવેલી, અને પોતાના ખાસ સ્નેહી અને આત્મીયજનોને આપી રાખેલી. એ આત્મકથા તે જ "મારી હકીકત." એ પછીનાં તેમનાં છેલ્લાં ૨૦ વરસની હકીકત ઘણી જાણવાજોગ છે, કારણ કે કવિની ચડતી–પડતીની કથા છે. કવિએ તો પોતાના નિયમ પ્રમાણે રોજની અથવા માસની અને વર્ષવાર નોંધ રાખેલી, પણ તેઓ તે છપાવી શક્યા નહોતા. આ નોંધો કવિના મૃત્યુ પછી તુરત ઉપયોગ કરવાને મળી શકી હોત તો સ્વ. પં. નવલરામે ઇ. સ. ૧૮૬૬ પછીનું કવિજીવન જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણે ન લખત, પણ કંઇ સીલસીલાબદ્ધ લખત. પં. નવલરામે ૧૮૬૬ પછીના કવિજીવન વિષે વર્ષવાર ઉંડાણમાં ઉતર્યા શિવાય કેવળ સ્થૂળ હકીકત અને માહિતી ઉપર વિવેચનાત્મક ચરિત્ર લખેલું છે, એ સૂક્ષ્મતાથી વાંચનારને તુરત સમજાયા વગર નહીં રહે. જો કે એટલું તો કબુલ કરવું જોઇશે કે કવિના ઉત્તરજીવનને તેમણે જેવો સુંદર ન્યાય એક મિત્ર તરીકે સ્નેહથી આપ્યો છે, તેવો ન્યાય બીજા કોઇથી ભાગ્યે જ આપી શકાતે. અમે અત્રે કવિશ્રીએ લખેલા કાગળો વગેરે જે અમારા હાથમાં હાલમાં આવેલા છે, તેમાંથી તારવી કાઢીને વર્ષવાર હકીકત જેટલી બનશે તેટલી આપીશું, પણ તે કવિશ્રીએ પોતે લખ્યા પ્રમાણે નહીં બની શકે, પણ વચ્ચે વચ્ચે સાંકળો જોડવા માટે અમારા પદરની કેટલીક સાંકળો જોડવી પડશે, જે અમે 'કૌંસ'માં મૂકીશું કે જેથી તારવવાનું વાચકને સુગમ થઇ પડશે. ઇ. સ. ૧૮૬૬–૬૯ સુધીની કવિની ડાયરી મળી છે, તે અત્રે સંપૂર્ણ આપીશું. પછીના પ્રસંગો અને વરસોની યાદી અમારી જાણ પ્રમાણે અને કવિના કાગળોમાંથી જેમ મળશે તે પ્રમાણે અમે લખીશું. —સંપાદક]

## જૂનાં ગુજરાતી કાવ્યોની શોધખોળ

કવિશ્રી નર્મદાશંકરને પ્રાચીન જૂનાં ગુજરાતી કાવ્યો વાંચવાની તક નાનપણથી મળેલી, કારણ કે તે સમયે સર્વ ગ્રંથો શિલા છાપમાં છપાતા અને તેમાં મુંબઇના પ્રસિદ્ધ બુકસેલર બાપુ હરશેઠ દેવળેકરનાં પ્રકટ કરેલાં ઘણાં ગુજરાતી કાવ્યોની નકલ કવિના પિતા લાલશંકરે કરી આપેલી. ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના આસરા નીચે કવિ દલપતરામે ગુજરાતી કાવ્યદોહનનો પહેલો ભાગ બહાર પાડ્યો. આમાં દલપતરામ કવીશ્વરે કોઇ કવિનાં અખંડ કાવ્યો છપાવ્યાં નહોતાં, પણ માત્ર સારા લાગતા ફકરાઓ જ આપ્યા હતા. આ ગ્રંથ ઉપર કવિએ "ડાંડીયા"માં સખ્ત ટીકા કરી હતી, (જૂઓ જૂનું નર્મગદ્ય -પાનું ૪૦૬) અને કાવ્યો સંશોધીને આખાં ને આખાં છપાવવાની ભલામણ કરી હતી. તે પછી ઇ. સ. ૧૮૬૫ માં કવિ દલપતરામે ગુજરાતી કાવ્યદોહન ભાગ ૨ જો બહાર પાડયો અને તેમાં કવિ નર્મદની ટીકાનો જવાબ નામ દીધા વગર આપ્યો હતો.

કાવ્યદોહન–પુસ્તક બીજું–પ્રકટ કરતાં કવિ દલપતરામ નીચે પ્રમાણે લખે છે:—

"સાહેબ (હોવર્ડ સાહેબ)નો હુકમ એવો હતો કે, આ બીજાં પુસ્તકમાં ઝાઝા કવિઓની કવિતા લેવાની જરૂર નથી; પણ જે સારાસારા કવિઓની, અથવા સારી સારી કવિતા તમને લાગે, તે સંપૂર્ણ બાબતો લેવી. કોઇ અધુરો વિષય લેવો નહિ; તથા ગરબિઓ લેવી નહિ. એ હુકમ પ્રમાણે મને જે સારી લાગી, તે કવિતા આ પુસ્તકમાં દાખલ કરી છે."

ઘણું કરીને કવિ નર્મદાશંકરે હોવર્ડ સાહેબને આ પ્રમાણે સૂચના કરી હતી, તેનો અમલ ઉપર પ્રમાણે થયો છે; પણ કાવ્યદોહન ભાગ ૧ લાનું અવલોકન કરતાં કવિ નર્મદે જે ટીકા "બુદ્ધિવર્ધક"માં કરેલી તેનો જવાબ કવિ દલપતરામે નીચે પ્રમાણે આપ્યો છે:

"જેને આ કરતાં સારી કવિતાનું પુસ્તક તૈયાર કરવાની મરજી હશે, તે હવે ત્રીજું પુસ્તક તૈયાર કરશે. પછી ચોથું પુસ્તક વળી હું કરીશ."

આ ઉપરથી કવિને નવી પદ્ધતિથી આખાં ગુજરાતી કાવ્યો છપાવવાનો બુટ્ટો સૂઝયો અને તેમણે શ્રીયુત ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક સાથે નાણાં માટે નીચે પ્રમાણે એક અપીલ તે સમયના ગુજરાતી શ્રીમંતોને જાહેર રીતે કરી હતી. પણ તે વખતે સટ્ટામાં અને બેક–બે–રેકલેમેશનમાં લોકો ખુઆર થઇ ગયેલા એટલે મજકુર ફંડમાં પૈસા ભરાયા નહીં, અને યોજના અપૂર્ણ રહી. તે અપીલ નીચે પ્રમાણે છે:—

## કવિની જૂનાં ગુજરાતી કાવ્યો છપાવવાની યોજના

"ગુજરાતી ભાષાવિદ્યાના અભિમાનીઓને વિજ્ઞપ્તિ કરવામાં આવેછ કે હમે નીચે સહી કરનારાઓ, જુનાગઢના નરસંઇમેહેતા આદિથી તે ચાણોદના (ડભોઇના કેહેવાતા) દયારામ કવિ લગીના સઘળા કવિઓનાં જેટલાં મળી આવે તેટલાં સંપૂર્ણ કાવ્ય (તુટક તુટક નહિં, આખાનાં આખાં) અનુક્રમે છાપી પ્રગટ કરવાનો વિચાર કરયો છે. પણ એ મહાભારત કામ (આગળથી જુના ગ્રંથો સામદામાદિક ઉપાયે મેળવવાનું, પછી શુદ્ધ કરી લખાવવાનું અને પછી તજવીજથી છપાવવાનું વગેરેનું,) એક માણસની મેહેનતથી અને એક માણસના પૈસાથી ઉઠી શકે તેવું નથી, માટે મરી ગયેલી ભાષાવિદ્યાને સજીવન કરી અમર રાખવાના અભિમાની સદ્ગૃહસ્થોએ રૂ. ૨૫૦૦૦)ની રકમ ભરી આપવી.

એ કામની અગતવિષે બોલતાં પહેલાં પોતાના કુળના પોતાની ન્યાતમાં પોતાની જાતનાં પોતાના ગામનાં પોતાના દેશનાં અને પોતાની ભાષાનાં અભિમાનવિષે સારી પેઠે બોલવું જોઇએ, પરંતુ તે કંઇ આ ઠેકાણે બોલાતું નથી. તો પણ જેઓને આ કાગળ દેખાડવાનો વિચાર રાખ્યો છે તે સદ્ગૃહસ્થોને પોતાની ભાષાવિદ્યાની વૃદ્ધિ જોવાનું અભિમાન છેજ, એમ સમજી આ ટીપ તેઓની આગળ રજુ કરી છે.

દરેક ગ્રંથ, ઉપર લખેલા રૂપિયા બક્ષીસ આપનારા ગૃહસ્થોને અર્પણ કરવામાં આવશે અને ઇશ્વરકૃપાથી એ કામ પાંચ વરસમાં પુરૂં કરી નાખવામાં આવશે.

**ઝવેરીલાલ ઉમયાશંકર,**

તા૦ ૧ લી માર્ચ સને ૧૮૬૫.　　　　**નર્મદાશંકર લાલશંકર."**

---

[કવિ નર્મદાશંકર એ વિચારનો વારસો "ગુજરાતી" પત્રના આદ્ય સંપાદક અને પોતાના શિષ્ય સ્વ. ઇચ્છારામને આપતા ગયા, અને તેમણે યથાશક્તિ યથામતિ બૃહત્ કાવ્યદોહનના આઠ ભાગો ઉક્ત ધોરણે છાપીને બહાર પાડ્યા છે. આ કાર્યને ખાસ્સાં ૨૫-૨૭ વરસ સ્વ. ઇચ્છારામને લાગ્યાં હતાં, છતાં પણ ૧૦ ભાગો પ્રકટ કરવાની તેમની પ્રતિજ્ઞા તેઓ પાળી શકયા નહોતા.

ઉપરાંત એ પણ અહીં નોંધવું યોગ્ય છે કે સને ૧૮૬૫માં મુંબઇમાં સ્થપાયલી શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો પ્રધાન અને પ્રથમ ઉદ્દેશ "ગુજરાતના ઇતિહાસ અને ગુજરાતી સાહિત્યને લગતાં હસ્તલિખિત પુસ્તકો ખરીદવાં, સંગ્રહવાં અને યોગ્ય લાગે તેવાં પ્રસિદ્ધ કરવાં" એ છે. આ સભાની સ્થાપનામાં કવિ નર્મદાશંકર અને શ્રીયુત ઝવેરીલાલ યાજ્ઞિકની સહાનુભૂતિ કંઇ થોડી ન હતી. સંપાદક.]

[સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ "ગુજરાતી" પત્રના સને ૧૯૧૧ના અંકમાં કવિ નર્મદાશંકરનો એક અપ્રકટ લેખ નામે "બ્રહ્મતૃષા" છપાવ્યો છે. તેની ઉપર નીચે પ્રમાણે નોંધ કરેલી છેઃ

"સને ૧૮૬૦માં કવિ નર્મદ કંઇ કારણને લીધે બુદ્ધિવર્ધક સભામાંથી જુદા પડ્યો; તેઓએ તત્ત્વશોધક સભા કાઢી ને પૂર્વે "ધર્મસભા" અથવા "બ્રહ્મસભા" કાઢવાનું ઠરાવ્યું. ઘણું કરી એ સભાની સ્થાપના લાડવાડીમાં કવિના મકાનમાં જ થઇ હતી. સ્થાપનાને દિવસે ઉપર્યુક્ત ભાષણ કરવામાં આવ્યું હતું. અમારી જાણ પ્રમાણે એ ભાષણ ક્યાંય પણ છપાયું નથી."

આ "બ્રહ્મતૃષા"વાળો લેખ "જૂનું નર્મગદ્ય"ના પરિશિષ્ટમાં છાપેલો છે.

સં. ન. ઇ. દેસાઈ.]

## શેરસટ્ટાના સમયની અસર

### ૧૮૬૬-૬૭-૬૮ એ વર્ષોની કેટલીક નોંધ

**હીરાચંદ કાનજી***–એની સાથે મારે મુંબઇમાં વાત થયલી ત્યારે કહે કે તમારો સ્વભાવ આવો સારો છે તે હું જાણતો જ ન હોતો. મને તો તે આંધળાએ ભમાવ્યો હતો ને તેના જ કહેવાથી મેં **મિથ્યાભિમાનખંડનમાં** કેટલુંક તમારા જ ઉપર લખ્યું છે.

હીરાચંદે હોપની સીરીઝમાં પોતાની કવિતા દાખલ કરાવવાને ભોગીલાલ વગેરેને કહેલું, તે તેઓએ ન કબૂલ રાખેથી, વળી એને દલપતરામની સાથે પણ સામેલ ન રાખવાથી તે બધા અંગ્રેજી ભણેલા ઉપર ખીજાયો હતો, ને તેઓની વિરૂદ્ધ લખ્યું. સને ૧૮૫૯માં કવિ દલપતરામ પોતાની

*આ હીરાચંદ કાનજી કવિ–રાજકોટના શ્રીમાળી બ્રાહ્મણ હતા. કવિ નર્મદાશંકર પહેલાં ગુજરાતી ભાષાનો કોશ રચનાર એ પહેલા હતા. એના કોશનું નામ **કોશાવલી** છે; તે કવિઓને કાવ્યને અન્તે પ્રાસાનુપ્રાસ મેળવવા માટે ઉપયોગી થઇ પડે એવી દૃષ્ટિએ રચ્યો હતો. એની નોંધ કવિ નર્મદે પોતાના કોશમાં લીધી છે. હીરાચંદે ગુજરાતી ભાષામાં ઘણા ગ્રંથો લખ્યા છે, અથવા અનુવાદ કર્યા છે. તેનો સર્વથી મોટો ગ્રંથ તે **"અખાની વાણી"**નો સંગ્રહ છે. અખા ભક્તની વાણીનો પ્રથમ સંગ્રહ એમણે જ બહાર પાડ્યો હતો, અને એના પછી છપાયલા સંગ્રહો એની જ નકલ છે. એમણે પિંગલાદર્શ (હિંદી); મિથ્યાભિમાનખંડન, રસમંજરી, યોગવાસિષ્ઠ મહારામાયણના એક પ્રકરણનું ભાષાંતર, ભાષાભૂષણ, લુપ્તોપમા પ્રકાશ વગેરે ઘણા નાના મોટા ગ્રંથો રચ્યા છે. એમની ઘણી કવિતા અપ્રસિદ્ધ રહી ગઇ છે, કોઇ સારા છપાવનાર અને પ્રકાશકના અભાવે. આ કવિતાનો સંગ્રહ અમે પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી ચોલરની દુકાને જોયો હતો. કવિ નર્મદે "જૂના નર્મગદ્ય"માં એના વિશે યોજ્યો. સંપાદક.]

કવિતા વિષે પોતાનો મનમાન્યો વિચાર લોક સર્વનો ન જણાવાથી ને તે અદેખા નર્મદની ઉશ્કેરણીથી થયું એવું પોતાના મનમાં વસેલું તેથી તે ખીજાયો હતો ને તેણે હીરાચંદને ચઢાવી કેટલુંક મારી વિરૂદ્ધ મિથ્યાભિમાનખંડન ગ્રંથમાં લખાવ્યું.

---

[ વચ્ચે એક વરસ કવિએ સુરતમાં ગાળેલું, અને તે જ વખતે મુંબઈમાં શેરસટ્ટાની પાયમાલી થયેલી. એ વિષયની કવિતા નર્મકવિતામાં જોવી. આ એક વરસ કવિએ પોતાનું ઘર 'સરસ્વતી મંદિર' બંધાવવામાં ગાળેલું હતું.
સંપાદક ]

સ્થિતિ–૧૮૬૬ ના સપટેમ્બરની ૨૩ મીએ સુરતથી મુંબઈ ગયો. અહીં રાતે ઘર સૂનું જોઈ દલગીર થયો, ને ખુરસી ઉપર બેસી ચાંદાની સામા જોતાં ખ્યાલો કીધા; "આહા સાચને જ આંચ છે; મને પોતાને પ્રતીતિ છે કે, લોક જેને સારા કહે છે તેના કરતાં હું વધારે સારો છું, દુર્ગુણી નથી; હા, પ્રસંગને લીધે ને દુનિયામાં સાહસ જિતે છે એ અનુભવથી હું સાહસ કરવા જાઉં છું, પણ પાછો વિવેકથી દબું છું. પણ પછી–ફિલસુફીની નીતિ જે દુનિયાની નીતિથી જૂદી જ છે તેનો વિચાર થાય છે, ને પછી સાહસ થઈ જાય છે. એ સાહસથી હું પસ્તાતો નથી, પણ તેનાં ફલ કેટલીક વાર દુનિયાદારીની રીતે જોતાં ખોટાં કહેવાય છે, તેથી કુદરતનો નિયમ સાચો કે દુનિયાદારીનો? એના વિચારથી જરા દલગીર થાઉં છું ખરો. રે જીવડા! આ વરસમાં તો કોઈ આફતની બાકી રહી નથી. તું પડું પડું થઈ રહ્યો છે–રે તું તો યુદ્ધમાં જખમી સીપાઈ જેવો મરીશ પણ તારા સંબંધીઓને દુઃખ પડશે તે–પણ જીવડા તેઓનાં કર્મમાં દુઃખ હશે તે કાંઈ મિથ્યા થવાનું છે? તારા ભોગ તેમ તેઓના ભોગ માટે જોયાં કર જે થાય તે." એ વેળા કવિતા લખવાનો જોસ્સો બહુ હતો, પણ એકદમ ટાઢ ભરે આવવાથી તે ન લખાઈ. સુતાં સુતાં 'કોની આગળ કહીએ પ્રભુ પીડ,'' એ અને "ટકટક જોયાં કરવું" એ પદ સાંભર્યાં હતાં.

તા૦ ૨૪ મી–આખો દહાડો પૈસાની ઉદાસીમાં કહાડ્યો. દશ વાગે સુતો ત્યાં લગી લખ્યું.

તા૦ ૨૫ મી–કરસનદાસ માધવદાસને મળ્યો; એણે પોતાનું રડવું ને મિત્રોની બેવફાઈ કહી સંભળાવી; સોમનારાયણ વિષે સારો વિચાર ન જણાવ્યો.

કરસનદાસ માધવદાસ અને ભાઉ દાજી–તા૦ ૨૬ મી–ઉદાસીથી તાવ હતો. 'નર્મ ટેકરી,' 'શિકારી ને હરણી,' 'આખરે જુદાઈ,' 'આખરે ધૂળે ધૂળ,' 'દીનદયાલ જગતપાલ દેવા,' 'દયાળુ દેવ તું તો,' 'અંત લગી

शाखजे तुं लाज,' 'ઉઠતા વારને ધન અર્થે બધે,' 'દુનીઆ જુઠાની,' 'કુણ હરિવણ ઝુંપડી સુધી કાઢે, સલામ રે દિલદાર,' વગેરે કવિતા, કરસનદાસ માધવદાસે બોલાવેલી તેની ઇચ્છાથી વાંચી સંભળાવી. દશ વાગે ડાકટર ભાઉ મળ્યા. એણે મોટમોટા પડયા તે વિષે દલગીરી જણાવી, પોતાની હાલત વિષે પણ જણાવ્યું. તેણે કહ્યું, 'મારા સઘળા મિત્રો પડતી હાલતમાં આવ્યા છે. પણ હું હંસરાજ કરમસીને કહીશ તમને મદદ કરવા વિષે; હું દેશી રાજ્યોમાં તમારે માટે ભલામણ લખી આપું; ઇચ્છા હોય તો ગાયકવાડને લખું.' મેં કહ્યું, 'તેમ મારો હાલ વિચાર નથી.' તે કોલાપુરના રાજાને સળેલા તે સંબંધી ને તેના ખટપટીઆ લુચ્ચા કારભારીઓ સંબંધી તેણે વાત કહી. મેં કહ્યું કે, 'તમે કોઇ મોટાં દેશી રાજ્યમાં દીવાન થાઓ ને જેમ નાના ફડનવીસ રાજ્યમાં કુશળ કહેવાયો તેમ તમે તે વિષયમાં પણ પ્રખ્યાતિ પામો.' તેણે કહ્યું કે, 'તેમ કરવાની મારી ઇચ્છા નથી, રાજાઓ ચંચળ વૃત્તિના છે ને બ્રિટિશ રાજવ્યવસ્થાના સાંધા સળેલા છે.' પછી મેં લેજીસલેટિવ કૌંસિલની વાત કહાડી. તે બોલ્યા કે, 'ત્યાં મારા વિચાર પ્રમાણે ઠરાવ થવાના નહિ, ઘણાના મત મારી સામે પડવાથી.' મેં કહ્યું કે, 'તમે હો તો દેશને ઘણું સારૂં.' પછી તેણે પોતાની પડતીના કારણમાં ભાટિયાઓએ મદદ ન કરી તે વિષે કહ્યું. માત્ર રૂસ્તમજી ને એક બીજો એ બે જણે થોડીક મદદ કરી હતી.

સ્થિતિ–તા० ૨૮ મી બપોરે. "કોઇ કોઇનું નથી જ; જેને હું ખરી રીતે ને જે મને ખરી રીતે ચાહે છે, જેને સારૂ મેં ને મારે સારૂ જેણે તપશ્ચર્યા કીધી છે તે પ્યાર, તે તપશ્ચર્યા અને મનસા વાચા કર્મણા મેં શુદ્ધ દાખવેલી એવી મૈત્રી શું આ વેળા મને મદદ નહિ લાગે? પાસા અવળા જ પડવાના હોય તો ન લાગે. રે હું મરી જાઉં તો મારાં અબળ પ્રાણીઓ શું કરે? આહા તેઓના ઘા કોણ રૂઝવશે? મારા મોતથી તેઓને પ્રીતિથી, આસરા વનાની સ્થિતિથી ને લોકથી કેટલું દુઃખ થશે? હાય! શું મારા સંબંધમાં આમ તેઓ દુઃખ જ પામ્યાં? શું હું ખૂની? ખૂની તો નહિ, પણ મને કાળે ખૂની ઠેરવ્યો. તેઓનું નસીબ, એ જ મારે કે'વું તો. ઓ કુદરત! તારા ઉપર મારી ભક્તિ ને તું જ શું બેવફા થઇ? 'પડ તો કહે સદા પડી.' હું તો સંતોષથી પડીશ કે મેં અપરાધ કીધો નથી. કેટલુંક કામ જે સાહસ કહેવાય, તે મેં ફિલસુફીથી કુદરતી કાયદા જાણી કર્યું છે. લોકની તો મને દરકાર નથી. સાહસર્યી સારૂં પરિણામ થાય તો તે વાહ વાહ કહે, ને નરસું થાય તો મૂર્ખ કહે. મારાં માણસને રણમાં મૂકી જાઉં છું તેની સંભાળ તેનાં નસીબ લો કે ન લો, પણ ઓ મારાં માણસો! તમે સહુ શૂરવીર ને ટેકીલાં છો

તમે પણ સાચવટથી ટેકમાં મરજો. કીધેલાં કામનો ગભરાટમાં પસ્તાવો કરશો નહિ. લોકના બોલવા સામું જોશો નહિ. જૂજ જુઠાણું ચલાવ્યું છે, તે સમયપરત્વે હતું. શઠની સામાં શઠ થવું પડયું હતું, એ મધ્યમ નીતિ છે, પણ તે ઉત્તમ પ્રેમનીતિને અર્થે.

તા૦ ૩૦ મીએ સુરત ગયો.

સ્થિતિ–અકટોબર બીજી, ભાદરવા વદ નોમ–૬ થી તે ૧ લગી–દલગીર હતો, ગયાં નવ વર્ષમાં મેં શુદ્ધ સ્વાભાવિક કે અંતઃકરણની પ્રેરણા વિરૂદ્ધ કોઇ કામ કીધું નથી. જે મોટા દુઃખમાં ભાગ લેનાર ને મને દિલાસો દેનાર ને જેના ઉપર મારો ભરોંસો તેઓથીજ મારૂં મન દુખાયું ત્યારે બીજું હતભાગ્ય કીઉં ? સહન કર, સહન કર, સહન કર ! ધિક્ જગત રે ધિક્, મને જ દુઃખ દુઃખ દુઃખ–હું લખી શકતો નથી.

**વીરચંદ ને પ્રેમચંદ**–તા૦ ૪ થીએ નડીઆદ જતાં વીરચંદ આગગાડીમાં મળ્યા. તેણે મુંબઇની ભૂંડી હાલત કહી સંભળાવી; પ્રેમચંદના માનલોભની વાત કહી–કે જમસેદજી મારી આગળ કોણ? જો મારી સામા થયા હોત તો હું શેરનો ભાવ હજી ઘણો વધારી દેત–રૂનો ભાવ વધે તો ૭ મહિનામાં શેરનો વધારી દેત, ઇત્યાદિ. હું નવ વાગે રાતે નડિયાદ પોચ્યો–ગિરધરલાલને મળ્યો. એણે દિલાસો દઇ હિંમત આપી.

તા૦ પાંચમીએ 'હિંદુની પડતી' વિષે નડિયાદ સ્કૂલમાં ભાષણ કીધું; સાંભળનાર બસે ઉપર હતા. દેસાઇ ભાઉ સાહેબ, ઓધવરામ મામલતદાર, જમીએતરામ મુનસફ વગેરે હતા. ભાઉ સાહેબના સગરામમાં બેસી તેની વાડીએ ગયો, ને સંતરામનું સ્થલ જોયું. રાતે કામનાથ ગયો. જમીએતરામના શગરામમાં.

તા૦ ૭ મીએ ગિરધરલાલે રૂ. ૫૦૦) કોઇની પાસેથી લેઇ મને આપ્યા ને હું સુરત આવ્યો. રાતે નરભેરામ મનસુખરામે મકનરામને કહ્યું કે, કવિને રૂ. ૬૦૦) આપજે. એ રીતે ગિરધરલાલે ને નરભેરામે રૂ. ૧૦૦૦) ની જોગવાઇ કરી આપી. એ રૂ. ૬૦૦) આઠમીએ આપ્યા.

સ્થિતિ–૨૯ મી અકટોબર. ટાડનું રાજસ્થાન વાંચવાથી મેવાડ જવાની ઉત્કંઠા થઇ. અફસોસ ! જાળમાં પડેલા પક્ષી જેવો છું–કરજથી છૂટયા વિના ક્યાં જાઉં ? જ્યાં કોઇ સ્નેહ પ્રીતિ સમજતું નથી ત્યાં મારે શું કરવા રેવું ? જ્યાં કોઇ શૂરપણું પુરુષાર્થ સમજતું નથી ત્યાં મારે શું રેવું ? વાણીઆઓ વેપારધંધો કરનારા ને બ્રાહ્મણો બુદ્ધિભ્રષ્ટ, નીચા ને જજમાન ઉપર આધાર રાખી બેસી રહેલા છે. ગુજરાતમાં મારે તો રજવાડામાંજ જઇ રેવું ને ત્યાંજ મરવું. તે વાત તો પછી, હાલ જઇને જોઉં તો ખરો. રજવાડામાં રહ્યાથી ત્યાં હું સુધારો દાખલ કરી શકીશ.

સ્થિતિ–૧ લી નવેંબર–નાનાભાઇ રૂસ્તમજીનો કાગળ કે મારાથી નાણાં સંબંધી તજવીજ નથી બનતી. હું દલગીર થઇ રહ્યો.

---

## કવિની સરખામણી

**અવકાશ તરંગ–૩ જી નવેંબર.**

**નવલરામ**–કવિની કવિતા વાંચવાથી મનમાં જે ચિત્ર પડે છે તેનું વર્ણન કરો.

**વિજયાશંકર**–સફેદ ઘેરી ચાંદની પણ જરાક જ ફીકી હોય, એવું આસમાન દેખાતું હોય, તાડનાં ઝાડ ઉંચાં આવી રહ્યાં હોય, એની પાછળ ઝાડના ચાર પાંચ જથા હોય, સરોવર ખળી રહ્યું હોય, મોટાં કુમુદ ખીલ્યાં હોય એવા રંગમાં પ્રૌઢ રીતવાળો કોઇ પુરુષ બેઠો હોય ને વચમાં વચમાં ઉશ્કેરાતો ને પાછો નિરાશ થતો એવી સ્થિતિમાં હોય તેવું.

**નવલ**–ઉપરનું તો ખરૂં જ–વિશેષ કે ગુલાબ કે મોગરાના છોડવામાં બેઠેલો, પણ નજર મોટાં ઝાડ વડપીપળા તરફ કરતો હોય.

**મહીપતરામ**–એક મેદાન હોય, થોડા થોડા લીલા ચારાથી ભરપૂર હોય ને આસપાસ ઘટાદાર પણ વચમાં થોડાં ઉંચાં એવાં ઝાડ આવી છાયી રહ્યાં હોય, આકાશ સ્વચ્છ પણ પૂર્વ તરફ સૂરજ અસ્તથી જેવો સિંધુરીઓ થાય છે એવું, મેદાનમાં વચ્ચે નદી વહેતી ને પછી નદીથી આઘું થોડે એક પેલાં ઝાડ તરફ જોઇને વિચારમાં રમતો હોય.

**નર્મદા**–વિશાળ ખેતર, તેમાં વચમાં વચમાં પીળા રંગના મેરાખના ઘેરાવાળી વાડીઓ–કિત્તા હોય જેમાં ફૂલ સફેદ કે સિંધુરિયાં ને પીળાં બ્હેંકબ્હેંક થઇ રહ્યાં હોય, એક ઝાપટું આવેથી જમીન ધોવાઇ ગઇ હોય ને મેહની કંઇક ફીકી પણ સ્વચ્છ હોય તેવા દેખાવમાં કોઇ પુરૂષ પ્રૌઢ રીતે ઉંડા વિચારમાં-મગ્ન હોય પણ એકાએક પાસેના ઘાસનો ભડકો થયેથી ઉશ્કેરાયલો પણ પછી પ્રેમમાં ગળેલો હોય તેવો.

**નવલરામ**–હવે કવિતા ઉપરથી પ્રેમાનંદનું સ્વરૂપ ને ગુણનું વર્ણન કરો.

**મહીપતરામ**–ઉંચો, જાડો નહિ, તેમ પાતળો નહિ, શાણો પ્રૌઢ દેખાવનો (commanding), આંખ ચંચળ નહિ, ઘણી જ લાગણીવાળો, એકને જ વળગી રહેલો, ઘઉંવર્ણો.

**વિજયાશંકર**–મહેતાજી જેવો લાંબો પાતળો પણ બારાવ; હાવડો પ્રૌઢયુક્ત આંખ વિશાળ. (નરભેરામ પ્રાણશંકર જેવો) ગંભીર પણ અંદરથી દરદવાળા, કાને નિમાળા, નાક જરાક લાંબું, છાતીએ નિમાળા, પ્રૌઢ દશા બતાવતા, ઠાવકી મશ્કરી કરનારો.

**નવલરામ**–ઉંચો ભરેલા શરીરનો, દૃષ્ટિ સ્થિર, વિવેકી, બટકબોલો નહિ, પણ ચાહે ત્યારે ભાષામાં સબળા રસ આણી શકે, એક પર પ્રેમ રાખનારો, શુદ્ધ મનનો, બેવફાનું દુઃખ ન જોયલું, આંખ લહેરમાં, ઘણો નિશા કરનાર નહિ.

**નર્મદા**–દૃષ્ટિ ઘણી ચંચળ નહિ એટલે તેની લાગણીઓ તેની આંખ ઉપરથી ન જણાય. તેની લાગણી બાર પડતી નહિ પણ સરખી એટલે માંહેની માંહે સઘળે ઠેકાણે ફુદી રહેલી; કંઇક સખી ભાવ ખરો; પ્રેમમાં અગળે તે વેળાએ રડે તેવો ખરો (મણિનંદ પંડ્યા જેવો), પાકી ઉમરે એકધ્યાયી પણ જુવાનીમાં પ્યાર કરેલો; ઉંચો કદાવર, ઘઉંવર્ણો, ઘણો નિશો કરનારો નહિ,–એણે પ્રીતિનું સુખ જ જોયલું.

**હવે સામળ વિષે.**

એ જાડો, ઉંચો અમદાવાદી રેંચા સરખો, આંખ ચપળ, શઠ, મુંછાળો, જે આવે તે ખપે તેવો, લોકમાં મળીને રહેનારો.

**નવલ**–મીચેલ આંખ, આનંદી સ્વભાવ, નાટકી, દડીદાર, ઘણો પોંચેલો, જાડી રસિકતાવાળો, ઘણો અનુભવી, બીજાને ભોળવી નાખે તેવો, પોતાનું મહત્વ બતાવતાં સારૂં આવડે, પ્રેમબાજી કરેલી, બેવફાઇ ઘણી અનુભવેલી, પણ હસવામાં કાઢી નાંખેલી.

**વિજયાશંકર**–પુખ્ત દેખાવ, લાંબો પોળો, ધોતીઉં દૂટી નીચે પેરે તેવો, પેટ જરા આગળ પડતું, છાતીએ નિમાળા, મૂછ મોટી, દાંત સફેત, વધારે શ્યામતાવાળો, આંખ ચપળ વિશાળ ધ્રુરકાવતી, અવાજ જાડો તડાકા લે તેવો, શઠ, લુચ્ચો ગરબડીયો.

**નર્મદા**–લપત્રછપત્રીઓ, ગેટકી, અંગે કાળાશ જરા વધારે, નિમાળા છાતીએ, નિશો કરનારો, વિષયી, પ્રેમમાં સમજનારો ખરો પણ જાતે ધ્રાકી ખરો, ભોગી નહિ, ચપળ, પ્રેમાનંદ કરતાં વધારે બાર પડતી લાગણીનો, અભિમાની, હુમસા હાથ લાંબા લાંબા કરીને કવિતા વાંચવાવાળો, એને દુઃખ નહિ.

**હવે દયારામ.**

આંખ ચંચળ, લાગણી બતાવનારી, મારકણી; લાગણી ચેરાપરથી મોહ પમાડે; સખીભાવ ખરો; પ્રૌઢપણામાં રહ્યો છતે હાસ્ય કરનારો, ને તેમાં મોટાઇ માનનારો; શઠતા ખરી, પણ વળી ગગળી પણ જાય.

**નવલ**–આંખ ચંચળ, તેમાં ઉપજેલા અનુભાવને વિવેકે ડબાવતો; લાગણી બેવફાઇથી શઠતાને પામેલી, ધર્મનો જુસ્સો ખરો.

**કે૦**–(એ કોણ ?) શુદ્ધ મન નહિ, પ્રેમી ખરો ને શઠ પણ ખરો; કબીલામાં રાખવા લાયક નહિ, આત્મસ્તુતિ ઘણી ગમે; આખો દાડો વિચારમાં, દોસ્તીમાં સાચો.

**વિજયાશંકર**–અંશી, વિવેકી, જુસ્સાવાળો, મર્દ બહાદુર, સચ્ચાઇવાળો, ઘણા વિષયનો અનુભવી, પોતાને વિષે આનંદી, કોઇ ગમે તે કહો, દર્દી, મસ્તપણાને લીધે ગરબડિયો; નિસાસા મુકનારો, કોઇ કદર કરનારૂં નહિ તેથી માનની દરકાર રાખનારો.

**મહીપતરામ**–દર્દી પણ કંઇક શઠ બનેલો, જોસ્સાવાળો, પોતાને વિષે બહુ બોલનારો, લોકને તદબીરથી રીઝવતો, સૃષ્ટિસૌંદર્યમાં મસ્ત; કોઇનો તુંકારો ન સાંભળે તેવો.

**નવલ**–મનની ઘણી સ્થિતિ જણાય છે. ઉગતી જુવાનીમાં લાગણી ઘણી, બારીક ને ઉંચી, માનનો અત્યંત ભુખ્યો; શુદ્ધ પ્રેમમાં મસ્ત; સ્વભાવમાં રંગીલો, નિર્લોભી, માનને અર્થે ચારે ભેદ વાપરનારો, અનુભવી,–પાંચ વરસનું એક વરસમાં જાણતો, પ્રીતિમાં પોતે શુદ્ધ છતાં ઘણી બેવફાઇમાં રીબાવાથી લાગણીઓ નરમ પડેલી, જ્ઞાન તરફ વધારે જવા માંડેલું, શઠતાને મન પેચેલું પણ વચમાં વચમાં મૂળનો જોસ્સો બાર પડતો. એ શઠતાનો દોષ પ્રકૃતિ ઉપર સુકામ કરતાં માઠા અનુભવ ઉપર વધારે આવે, તે માઠાં પરિણામ વાંચનારને દયા ઉપજાવે છે. સ્વતંત્ર મનનો, ગરબડીઓ નહી ને વિવેકી, ગરબડ પણ વિચારની સાથે જ નિકળેલી, શૂર ખરો.

**નર્મદા**–શુદ્ધ ને ઉંચો પ્રેમી–પ્રથમ પ્રેમમાં મસ્ત પણ પછી શઠ થયલો એમ તો નહીં, દુઃખથી વિવેકી થયલો અથવા બેદરકાર થયલો. તેની પ્રીતિમાં કપટ છળ તો નહીં જ. સ્થિતિ ઘણી બદલાઇ, ઘણું અનુભવેલું તેથી દુનિયાનો ઢોંગ સમજી બેદરકારી રાખતો. પ્રથમ માનનો ભૂખ્યો, પાછળ નહિ; કદર ન થયેલી તેથી અકળાયલો; કુદરતના નિયમો ને જ્ઞાનીની સમજે નીતિમાન, પણ દુનીઆની રીતે અનીતિમાન; પ્રસંગ ઘણા માથે પડેલા તેથી ગરબડિયો, પણ જે વેળા જે કામ કરે તે સેજ વિચારવાળુંજ કરે ને સ્વતંત્ર રીતે. લોક સારૂં માઠું કહે તેની દરકાર નહિ. કુલીન ને શૂરો, મનમાં ગુંચવાડો નહિ, સ્વચ્છ સમજનો; બારથી ફક્કડ પણ મહીંથી દુઃખી, પણ તેનું સમાધાન પોતાની જ મેળે કરતો. લાગણીવાળો–પ્રથમ મસ્ત, પછવાડેથી વિવેકી ને થંડો દેખાતો. લુચ્ચાઇને ધિક્કારનારો, મમતી ખરો.

[નોંધ-કવિએ આ વિષયમા ઘણું લખ્યું છે, તે હવે પછીના ભાગમાં છપાશે.

—સંપાદક]

**હાંસજી***–નવેમ્બર છઠ્ઠી, પૂતળાં સારાં નોતાં. પાછળ મૂકેલો પડદો ઠીક હતો–રંગના પટ ચિત્રને આપેલા તે જાડા હતા. ને ચિત્રની લેખણી પણ બારીક નોતી; ઘણા દેખાવને એકઠા–ભેળી નાંખ્યા હતા. તેઓ એક બીજા સાથે મુકેલા તેની સીમા લીટીઓ સારી દેખાતી નહીં.

**સ્થિતિ–નવેમ્બર ૧૦ મીએ** અમરેલી દોસ્તદારોએ બોલાવેલો ત્યાં ગયો. ગયો તેની આગમજ દલગીરીમાં હતો, ખેતરો જોઇ ખુશ થયો. પણ વળી દલગીર થયો કે કુદરત તું શું કરવા એવા માણસોના સંબંધમાં આણે છે, કે પછવાડેથી તેઓ મને દગો દે છે? જગત વિશ્વાસ ઉપર ચાલે છે, તો હવે કોનો વિશ્વાસ કરવો ને કોનો ન કરવો?

તા૦ ૧૧ મી નવેમ્બર **મહીપતરામ–**મળવા આવેલા તેની સાથે સુધારા સંબંધી ને સુધારા વિરૂદ્ધ બોલનારાઓ સંબંધી વાતો થઇ.

તા૦ ૧૩ મી નવેમ્બર–મુંબઇ ગયો.

તા૦ ૧૪ મીએ **લખમીદાસ ખીમજી** એ નાનાભાઇના છાપાખાનામાં મને મળ્યા. તે બોલ્યા કે "અમે દલગીર છીએ કે તમે તમારી આબરૂને ને સુધારાવાળાના કામને ધોકો પોંચાડો. મારી વાતમાં લોકને સમજ પડશે જ નહિ." હું ખુશ છઉં લોકનો ઢંગ જોઇને, લોક આજ આમ બોલે ને કાલે બીજું. તે બોલ્યા કે "**ફરામરોજ** ને બીજા તમારે માટે ઉંચું મત ધરાવે છે, પણ હાલ તેઓ દલગીર છે કે તમે તમારો ભાર બોજ નથી રાખતા. તેઓ કહે છે કે તમે દારૂ પીઓ છો." પણ (ધારો કે) દારૂ પીધાથી મારો ભાર બોજ શો ઓછો થયો? કોઇ વાર ચાર દોસ્તમાં મને કોઇ દારૂ પીવાને કહે છે તો હું પીઉં છું–દારૂ પીવામાં બાધ નથી, એમ જણાવવાને. બાકી કોઇ દાડો તનદુરસ્તીને માટે કે શોખને માટે પીતો નથી. વસ્તુતઃ હું પીતો જ નથી. મને એનું વ્યસન નથી. હવે મારા એમ કરવાથી લોકમાં બગાડો થશે એમ કેટલાક કહે છે, પણ તેઓ ઉંડો વિચાર કરતા નથી. દારૂથી બગડેલી હાલત સુધારવી સેલી છે? વળી શું મારા ઉત્તેજન આપવાથી લોક તેમ કરશે? કેળવણી વધશે એટલે લોક દારૂને ઘી તેલ રીતે વાપરશે. (આજ લગીમાં તેના આપેલા માત્ર રૂ. ૨૫૦, બસેં પચાસ જ છે.)

તા૦ ૧૫ મી–મને કુટુંબ એને ખાવે પીવે હેરાન જ થવાનું થશે શું? મારામાં જોસ્સાઓ શા માટે મુક્યા હશે? મને ગ્રંથ લખવાનો ધંધો કેમ સરજીત! અને તે જે કાળે લોકમાં કદર નહિ તે કાળમાં? મનનું દુઃખ

---

*હાંસજી–એ તે સમયનો એક ચિત્રકાર હતો. એની કલમ જયપુરી શાળાને મળતી હતી. સંપાદક.

બાહારગામ ફર્યા વગર મટવાનું નથી. ભાઉને મળ્યો; પ્રેમશૌર્ય ગાઇ બતાવ્યું ને તે ઘણા જ પ્રસન્ન થયા.

તા૦ ૧૬ મી—સમયના બનાવ ઉપર જ આધાર છે—ઉદ્યોગથી સિદ્ધિ નથી, સદ્‌ગુણથી સિદ્ધિ નથી. નેળની ગાલ્લી નેળમાં નહિ રહે, મદદ મળશે કે ફાંફાં મારી મારીને એમાંથી એક પણ થશે જ.

તા૦ ૧૭ મી—હીરાચંદ્ર કવિ આવેલા. તેણે વાતમાં કહ્યું કે, આજ કાલ ઉત્તર હિંદુસ્તાનમાં કોઇ સારો કવિ નથી. કચ્છના રાવે દલપતરામને બાર કોરી આપી હતી.

સ્થિતિ—૧૯ મી—મનમાં વેદાંતજ્ઞાન ને પ્રપંચરણમાં જોદ્ધાપણું, એમ જે વર્તે તે જ જગતમાં ખરૂં સુખ ભોગવે.

માણસ ગમે તેટલો ઉદ્યમ કરે, વિદ્યાભ્યાસ કરે, ખુશામત કરે, તો પણ તેનું ધાર્યું તેને ન જ મળે. માણસ ઘણા છળભેદ કરે છે, પણ કોઇક જ ફાવે છે, ને ફાવે છે તો તે નિભી શકતો નથી. સત્યવાદી સુખી છે, એમ પણ નથી; માણસનામાં કેટલીક ખાશીઅત પોતાની સ્થિતિ સુધારવાની છે, પણ તેથી જ તે સુધરે છે એમ નથી. જોગવાઇ ઉપર, પ્રારબ્ધ ઉપર કે ઇશ્વરની ઇચ્છા ઉપર આધાર રહે છે. બનાવ તથા હાલત માણસને ને ઢોરને તાબે રાખે છે. માણસ ધાર્યો ઉદ્યોગ ને ઢોર પ્રેરિત ઉદ્યોગ કરે છેઃ માણસ ભૂલે છે, ઢોર ભૂલતું નથી પણ સિદ્ધિનું કોઇને નક્કી નથી. પશુ ઉપર આપણે હુકમ ચલાવીએ, પણ આપણા ઉપર બનાવ હાલત હુકમ ચલાવે છે. માણસે કાયદા કીધા છે તે ઠીક છે પણ તે માણસના જ છે. ઇશ્વરની સત્તા માનીએ તો જે માણસને છેક જ ગરીબીમાં મુક્યો તેનામાં ઉંચા જોસ્સા શા સારૂં મુક્યા? તે ઉંચી સ્થિતિમાં આવે તેને માટે કે તેને રીબાવાને? એમ તો તેનામાં દયા નથી, અજાણતાં તો તેનામાં જ્ઞાન નથી. દુનીઆમાં ફાવે છે કોનું? લુચ્ચાનું. બાકી સત્ય ને સદ્‌ગુણ એ બધા ઠાઠ છે, મનના માન્યા છે. કર્મનાં ફળ ક્યાં પામે છે?

---

## શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસ અને કવિ નર્મદ

**શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ**—રાતે આવ્યા મળવાને—ગિરધરલાલને ત્યાં મુકામ હતો ત્યાં ચૂનીલાલ મહેતાજીએ શાસ્ત્રીને પૂછ્યું કે, નર્મદાશંકરની કવિતા સારી કે દલપતરામની?

**શાસ્ત્રી**—નર્મદાના ઉત્તરના લોકને દલપતરામની ને નર્મદાના દક્ષિણનાને નર્મદાશંકરની.

**નર્મદા૦**—શાસ્ત્રી હું તો જાણું છું કે તમને તો દલપતરામની જ સારી લાગે છે.

**શાસ્ત્રી**–હા; તમારી મેં જૂજ વાંચી છે ને તેની મેં બહુ વાંચી છે.

**નર્મદા૦**–લોકની પ્રસન્નતા ઉપર કવિતાનું મૂળ નથી પણ લોકમાંના વિદ્વાન વર્ગના વિવેચન ઉપર છે. ગાગરીઆ ભટને પસંદ કરનારા ઘણા હોય છે ને પુરાણીઓને થોડા, માટે શું પુરાણીઓ સારા નહિ?

કવિતાનું તોલ કરવાને ઉત્તમ કવિતામાં તે શું એ જાણવું, ને પછી તે ધોરણ પ્રમાણે બીજી કવિતાઓને તોલવી. ઉત્તમ કવિતામાં શું શું જોઇએ?

**શાસ્ત્રી**–રસ, અલંકાર, સાહિત્ય, પિંગળ, વ્યાકરણ.

**નર્મદા૦**–જાણે ૧૦૦ ગુણ ઉત્તમ કવિતાને તો તેમાં રસને કેટલા ગુણ આપો?

**શાસ્ત્રી**–પચાસ, ને બાકીનાને સમભાગે. મહીપતરામ કહે છે કે, નર્મદાશંકર ગુજરાતી ભાષા નાગરની સારી કહે છે, કેમકે તે નાગર છે.

**નર્મદા૦**–હું નાગરની ભાષા સારી કહું છું તેનાં કારણો જોવાં, ને ખોટાં ઠરે તો હું પક્ષપાતી. મારાં સાચાં બોલવાને અભિમાન કહેવું એ મજાક છે.

તા૦ ૨૨ મી નવેમ્બર સુરત આવ્યો.

---

**પરાગજી વલ્લભરામ આવ્યા**–લેખનશુદ્ધિના નિયમ કરતી વેળા કવિ દલપતરામ ડીપુટીઓથી જૂદા મતના પડ્યા હતા, ને તેનું મત કોઇએ કબૂલ ન રાખ્યું તેથી તે ચિડાયા હતા. વળી ૧૮૫૯ માં મુંબઇમાં ચાલેલી તકરારમાં માનભંગ થયું હતું એમ સમજેલા તેથી ચિડાયા હતા. એ બે કારણથી તેણે હીરાચંદને તમારે માટે લખવાને ઉશ્કેર્યો હતો. હોપે હીરાચંદને પાકશાસ્ત્ર રચવાનું કહ્યું હતું; તે તેણે રચી ભોગીલાલને દેખાડ્યું, એણે નાપાસ કર્યું, તેથી હીરાચંદે ચિડાઇ મિથ્યાભિમાનખંડન બનાવ્યું.

**સ્થિતિ**–તા. ૨૩ મી–નવા ઘરની વાડીમાં–અરે હું આ સાચા ગુલાબના ઝાડ જેવો છું, નિર્મલ છું, એ કાંટાથી ભરપૂર છે તેમ હું ઉપાધિના કાંટાથી વિંટલાયલો છું, જ્ઞાની છું એટલે આધિ નથી અને મને વ્યાધિ પણ નથી. એના ઉપર ફૂલ હોય ને શોભે તેવો હું જસ ને સ્વસ્થતારૂપી ફુલના મુગટથી ક્યારે શોભીશ? પણ આ જગતમાં કંઇ ઉપાય નથી તું એની કેમ કાળજી રાખે છે? જ્ઞાની થાને. જ્ઞાનથી દુઃખ વિસરૂં છું, પણ લાગે છે ઘણું. લાગવું એ સ્વાભાવિક છે. મારામાં સદ્‌ગુણ છે ત્યારે દ્રવ્ય વગેરેથી અડચણ શા માટે? શું તારામાં ને બીજામાં નથી? માણુસ માત્રને સારી ને માઠી બંને હાલત હોય છે. એ સઘળું ખરૂં, પણ સદ્‌ગુણથી થનારા આનંદ, તેને ઝીલનારી જે સ્થિતિ તે નથી, તેથી સ્વાભાવિક દુઃખ થાય છે. અભિમાન નથી પણ આનંદને ઝીલનાર હાલત નથી તેનો બળાપો છે.

## પોતાની કવિતા વિષે કવિના વિચારો

તા૦ ૨૨ મી ડિસેમ્બર  'હોમર'ના ૧૦૦ ગુણ લેતાં

| અવકાશતરંગ | પ્રેમાનંદ | નર્મદાશંકર | દયારામ | સામળ |
|---|---|---|---|---|
| નવલરામ | ૬૦ | ૬૦ | ૩૫ | ૨૦ |
| વિજયાશંકર | ૬૦ | ૬૫ | ૪૦ | ૩૦ |
| મધુવછરામ | ૭૫ | ૬૦ | ૫૦ | ૨૦ |
| પછી મને પૂછ્યું ત્યારે | | | | |
| નર્મદાશંકર | ૬૦ | ૭૯ | ૪૦ | ૩૦ |

રાતે—

પ્રેમાનંદની ભાષા–વિષય સાંસારિક હોવાથી ને વિચાર સાધારણ હોવાથી, એટલે ઝાઝા ઉંચા નથી તેથી ને દેશીમાં હોવાથી સરળ છે.

મારી ભાષા–લીધેલા વિષયમાં નવી જ હોવાથી વિચાર ઘણા ઉંચા, ને ભારે હોવાથી અક્ષર કે માત્રામેળ છંદમાં હોવાથી સરળ નથી.

તેની ભાષા એક સરખી સર્વત્ર છે.

મારી ભાષા તેવી નથી, બહુ ભાષાના શબ્દો છે, મારા અર્થરસને સંસ્કૃત શબ્દ કરતાં ફારશી શબ્દ બરોબર દેખાડે તો હું ફારસી લખું જ. ભાષા ઘડાય છે. હજી મારા ગદ્યની ભાષા સૌ જ વખાણે છે ને તેના જેવી બીજી કોઇની નહિ એમ કહે છે. મારી કવિતાભાષા માપના બંધનથી, ગુજરાતીમાં પુરતા શબ્દ ન હોવાથી, સુધારાના અણછેડાયલા વિષયને માટે પહેલી જ વાપરવામાં આવતી છે તેથી ગદ્ય જેવી સુંદર નથી. વાંક કવિનો નથી પણ ભાષાનો છે. લોક કવિતા વખાણે છે પણ તેની ભાષાને નહિ. એ ખરૂં છે, પણ કેટલાક સમજે છે કે મારા વિચાર સુંદર ભાષામાં દેખડાવવાની મારામાં શક્તિ નથી ને કેટલાક સમજે છે કે મારી ભાષા સુંદર નથી; પણ એ બોલવું ખરૂં ક્યારે કે જો મારી ગદ્યભાષા સારી ન હોય તો. બન્નેમાં મારી જ ભાષા છે.

સ્વભાવોક્તિ ને બાહ્ય વર્ણન રસભરી વાણીમાં. વળી ભણેલા કે
વી જન સમજે તેમાં વર્ણન ચિત્ર, સ્થિતિ સ્વભાવ કે જે લોકભાષામાં
શાસ્ત્રી સુકાય જ નહિ તે–એ સૌંદર્ય મારી કવિતામાં છે.
ત્યાં મુકામ હતો નાં ને સ્વભાવનાં વર્ણન ને સ્થિતિનાં
કવિતા સારી કે દ ભાષામાં મુકાયલાં, એ સૌંદર્ય પ્રે
શાસ્ત્રી–નર્મ ા સ્પષ્ટસૂચક છે અને તેની સ્પ
નર્મદાશંકરની. । હસતી જ છે, ને મારી હસત

નર્મદા૦–

તાગે છે,

* માહિતી માટે કવિનો "મારી કવિતા ચવો. સંપાદક.

જોયેલું. આ તરફ ઇચ્છારામ સૂર્યરામને મુંબઇના અગ્રેસર શ્રીમંતો તથા વિદ્વાનોએ પોતપોતાના શક્તિ વિષયાનુસાર અનુમોદન તથા સાહાય આપ્યાથી "ગુજરાતી" પત્રનો આ સમયની આસપાસ (ઇ. સ. ૧૮૭૯) જન્મ થયો. મુંબઇની ગુજરાતી તેમજ દક્ષિણી પ્રજાનો આ કાલચ્છેદ બહુ પ્રિયદર્શન ને ઉત્સાહભર્યો દેખાતો; ગુજરાતી તથા બીજાં માસિકોમાં, અને છુટા ચોપાનીઆના રૂપમાં કવિએ અનેક વિષયો પર લેખો લખવા માંડયા. સૂર્યગ્રહણના એક પ્રસંગ ઉપર 'ગ્રહણ'ના વિષય પર એક નાનું સરખું પત્રક છપાવી લોકોમાં છુટે હાથે વહેંચાવ્યું હતું.* નર્મદ 'સમયવીર'† છે એમ તો ઘણો વખત પહેલાંથી જ લોકમાન્યતામાં સ્થિત થઇ ચુકયું હતું, પણ લેખકની બાલિશ દૃષ્ટિમાં પણ તે જ સ્થિતિનું ઝાંખું ભાન દૃઢ થવા માંડયું.

### કવિનું ગૃહતંત્ર

કવિજીવનમાં નવલરામભાઇ લખે છે તેમ કવિએ કોઈ પણ વખતે, ગમે તેવા સંકોચમાં પણ, મુંબઇમાં રૂા. ૫૦માં પોતાનો માસિક ખર્ચ ચલાવ્યો જ નથી. બારીકમાં બારીક સમયમાં પણ કવિનો ખર્ચ મુંબઇમાં માસિક સો રૂપીઆથી તો ઓછો હતો જ નહીં. ચાહ તથા પાણી સોપારીનો રોજનો ઓછામાં ઓછો ખર્ચ આઠ આનાનો, અને ઘણીવાર એક રૂપીઆ સુધીનો થતો; લેખકનો કવિના સહવાસમાં રહેવાનો સમય પણ આ હતો અને તે સમય દુર્ભાગ્યે કવિના સંકોચનો હતો. નવલરામભાઇ કોઇ વાર એક બે દિવસ મુંબઇ આવતા પણ કવિને ઘેર તો ભાગ્યે જ એકાદ વાર ઉતર્યા હશે; માટે આ વિષે જે વાત નવલરામભાઇ લખે છે એમાં સત્યતાનો ઝાઝો અંશ નથી એમ લેખકને દિલગીરી સાથે કહેવું પડયું હતું, ને અહીં પ્રકાશમાં જણાવવું પડે છે.

### થીઓસોફી સાથનો સંબંધ

આ સમયમાં જ પ્રસિદ્ધ વિદુષી બાઇ માડામ બ્લાવાત્સકી Madame Blavatsky મુંબઇમાં થીઓસોફીકલ લૉજ સ્થાપવાને પધાર્યાં, અને કવિને ત્યાં ત્રણ ચાર ગૃહસ્થો તથા કર્નલ ઓલ્કોટ Col. Alcott સાથે મળવા આવ્યા. લેખકનું વય તે વખતે અગિયાર બાર વર્ષનું હતું. કવિની સહાનુભૂતિ માગતાં કવિ ત્યાર પછીને રવિવારે ચારેક મિત્રો તથા લેખકને લઇને મહાલક્ષ્મીમાં આ પ્રબલ ચરિતાર્થવાળી ઉત્સાહી બાઇને બંગલે ગયા. ત્યાં ઘણી ચર્ચાઓ અંગ્રેજીમાં થઇ, પણ લેખકને તે વખતે એ ભાષાનો ગંધ પણ નહીં, તેથી તાત્પર્ય કાંઇ સમજાયું નહીં. સોસાયટી, લૉજ સ્થપાયાં, ને ઉત્તમોત્તમ ચર્ચાનાં ભાષણો થીઓસોફી તરફથી પણ શરૂ થયાં. કવિ ત્યાં પણ જતા, ને આનંદ ઉત્સાહભર્યો ભાગ લેતા.

---

*ધર્મ વિચારમાં છેલ્લો લેખ 'ગ્રહણકાળ' નામથી છપાયો છે તે આજ લેખ છે.

†The Hero of the Time.

## આર્યસમાજ સાથનો સંબંધ

આ વખતની પૂર્વે કવિને 'આર્યસમાજ' અને તેનાં કાર્યો તથા વૃત્તિઓ તરફ અભાવ ને નિર્વેદ જેવું થયુંજ હતું. એ મંડળની ઉપલક બહારની ટાપટીપ, વાતો કરવામાં દાંભિક શૂરાપણું, જેમ બને તેમ ધર્મશાસ્ત્ર તથા શિષ્ટાચારની મર્યાદાનું ઉલ્લંઘન કરવાની વૃત્તિ, અશ્રૃંખલ થવાના પ્રયાસો વગેરે તરફ કવિનું લક્ષ દોરાઇ ચુક્યુંજ હતું.* અને કેટલાક પ્રસંગોએ તે વાત વધારે દ્રઢ કરી, વિદ્વાનોની દયાનંદ સરસ્વતીના મત, વિચારો, સિદ્ધાંતો, વેદાર્થયત્નો વગેરે પરથી શ્રદ્ધા નિર્મૂળ થઇ હતી, અને હવે એમણે તેમાં ઘણું ભુલભરેલું વ્યર્થત્વ જોયું. આર્યસમાજનો સંબંધ ઓછો થતાં થતાં છેક તોડી નાંખ્યો ને પ્રસિદ્ધરૂપે દયાનંદીય મતનું ખંડન, 'ગુજરાતી' તથા બીજા પત્રોદ્વારા લેખો લખીને તેમજ સોસાયટીના જેવા ઘણા પ્રસંગોમાં ભાષણો કરી કરવા માંડ્યું.

## મૂર્તિપૂજા વિષેના વિચારો

લેખકની સમક્ષ એક વખત દયાનંદની તાલીમથી પોતાને પરિપકવ વિચાર સિદ્ધાંતવાળો સમજતા મુંબઇના એક જાણીતા આર્યસમાજીને કવિ સાથે નીચે પ્રમાણે પ્રસંગ બન્યો હતો.† (એ ગૃહસ્થ કવિને ત્યાં રોજ સાંજે એકઠા થતા મંડળમાંના એક હતા.)

સમાજી :–કેમ કવિરાજ, હાલ તો અમારી સમાજની વિરૂદ્ધ પ્રવૃત્તિનો ખાસ ઉદ્યમજ અંગીકાર કર્યો છે?

કવિઃ–ખાસ એવો ઉદ્યમ તો નહીં, પણ દયાનંદ દુનિયાને સમજીને કે પછી વગર સમજ્યે ઉંધે માર્ગે લઇ જાય તે તો મારાથી મુંગે મોઢે જોયા કરાય નહીં જ.

સમાજી :–આ તો વળી નવી વાત! ગઇ વખત સ્વામીજી મુંબઇ પધાર્યા હતા ત્યારે તો આપ ખાસ સુરતથી મુંબઇ મળવા આવેલા, અને તે પહેલાં તો તમારૂં સ્વામીનું સખ્ય લોકપ્રસિદ્ધ જ હતું–સુરતમાં સ્વામીજીએ

---

*ઇ. સ. ૧૮૬૦ ના અરસામાં મહારાજ જદુનાથજી સાથે વિધવાના પુનર્વિવાદ સંબંધે વાદ વખત બધા (પ્રાર્થના) સમાજી સુધારાવાળા હિંમત હારી ગયા. કવિને એકલા બાવા કીસનદાસને સાથે રાખી ત્યાં જવું પડ્યું. એ કીસનદાસ ભૂલેશ્વર લત્તાના મોટા પંડ્તજી તાલીમબાજ હતા. મુંબઇમાં તે વખતેજ નહીં, પરંતુ આજ પણ એમની પૂર્ણ ખ્યાતિ છે. કવિની હયાતીમાંજ બાવાએ લકવાની બીમારીથી સ્વર્ગપ્રયાણ કર્યું હતું.

†આ સંબંધમાં કવિનો આર્યોત્કર્ષ નામનો લેખ 'ધર્મવિચાર'માં છપાયો છે, તેના પૃષ્ઠ ૫૫ થી ૬૬ સુધી વાંચવું.

પોતાની પુરી ખુશીથી અને ખાસ ઇચ્છાથી આપને ઘેરજ ઉતરીને આશીર્વાદો જાહેરમાં ચલાવ્યા હતા, ને આજે વળી આ શું?

કવિઃ–ભાઇ, એ બધી જુની વાતો છે. સુધારાવાળાઓ પોતાની વિચાર કસોટીમાં જે જુની વાત નહીં ઉતરે તેનો ત્યાગ કરવાનો હક્ક રાખે, તો મારો પણ, એવી કોઇ જુની વાતનો, ભૂલ જણાયા પછી ત્યાગ કરવાનો સમાન હક્ક નથી? હાલ તો તમારા સ્વામીજી મૂર્તિપૂજાની જ પાછળ મંડ્યા છે, તેમાં જેમ બીજા પ્રાકૃતજનોની તેમ સ્વામીની મોટામાં મોટી ભૂલ હું હવે સ્પષ્ટ જોઇ શકું છું. એમના વેદભાષ્ય પર મને લેશ માત્ર શ્રદ્ધા નથી. હજી આઠ જન્મે પણ સ્વામીજી જેવા કે મારા જેવા વેદનો અર્થ યથાતથ્યતઃ સમજી શકે એ વાત સંભવિત નથી, તો પછી વેદ પર ભાષ્ય લખવાનું તો સ્વપ્ન પણ ક્યાંથી હોય?

સમાજીઃ–હેં હેં કવિરાજ, શું કહો છો?

કવિઃ–હા, જે હું કહું છું તેજ કહું છું, શાંતિથી સાંભળો. સ્વામીએ પ્રથમથીજ વેદને પ્રમાણ ગણી તેને આધારે મૂર્તિપૂજાના ખંડન માટે ઝુંડો ઉઠાવ્યો. ત્યાર પછી વેદના પુસ્તકનું પૂજન પોતાને હાથે સુરતમાં મારે ત્યાં સરસ્વતીમંદિરમાં કર્યું! વળી હમણાંજ તેમણે પ્રસિદ્ધ રૂપે ઝવેરબાગમાં પોતાના વ્યાખ્યાન પ્રસંગે બોલ્યું કે; બાળકે માબાપની, શિષ્યે ગુરૂની પૂજા અવશ્ય કરવી જોઇએ! સ્વામીએ વગર સમજ્યે "વદતો વ્યાઘાત"* કર્યો! વેદનો ગ્રંથ તે વેદ પોતે તો નહીં જને? આ વાત તો હું, તમે ને બીજા સાધારણ બુદ્ધિના સૌ માણસ સમજે એવી સરલ છે. શ્રુતિ શબ્દ પુસ્તકથી ઉલટી વાત બોધે છે. ગ્રંથ તો માત્ર ભુર્જપત્ર કે કાગળ ઉપર શાહી વગેરેથી લખેલી કે છાપેલી વેદની મૂર્તિ, ઉપરાંત બીજું લેશ માત્ર કંઇ નથી! મૂર્તિપૂજનના ખંડનનો ઝુંડો ઉભો કરી તે માટે સતત ઉદ્યોગ ચાલુ રાખનાર સ્વામીએ પોતાનાજ સ્વીકૃત સિદ્ધાંતનો શિરચ્છેદ કર્યો! હિવે, માબાપ ગુરૂ વગેરે પૂજ્ય વ્યક્તિઓમાં સાક્ષીરૂપે રહેલો આત્મા સર્વત્ર એક હોઇ પરમાત્મસ્વરૂપ છે એમ સ્વામી પોતે સ્વીકારે છે. વેદમાન્ય છે, તો પછી વ્યક્તિમાત્રમાં સામાન્યતઃ એકરૂપે રહેલું તત્ત્વ આત્મા બાજુએ મૂક્યા પછી શેષ રહ્યો તે પ્રત્યેક વ્યક્તિનો પંચભૂતાત્મક દેહ–જડ પદાર્થ. હવે જો આત્માની પૂજા ઇષ્ટ હોય–તે રૂપે ઇશ્વરની પૂજા સાધ્ય હોય તો તે તો વ્યક્તિમાત્રમાં સામાન્ય હોવાથી વ્યક્તિમાત્રની પૂજા ઘટે એમ છતાં માતપિતા, ગુરૂ, શિષ્ટજન વગેરેમાંજ પૂજ્યબુદ્ધિ પ્રેરવીએ તો તેમના સ્થૂલ પંચભૂતાત્મક જડ દેહની પૂજા થઇ, ને તેનુંજ નામ

મૂર્તિપૂજા. આ વાત સ્વામીજી પણ સ્વીકારે એમાં સંદેહ નથી. આ બધું ઉપલકપણે જોતાં સ્વામીજી પણ ઇતર પ્રાકૃતજનો જેવા પ્રવાહપતિત છે, વિશેષ બીજું એમનામાં કાંઇ જ નથી. તમે જાણો છો કે વિશેષ દિવસ પર સ્વામીજીના એક અગ્રેસર મનાતા શિષ્યને ત્યાં ઉત્સવપ્રસંગે સ્વામીની છબીની પૂજા થઇ, ને સમાજમાં પણ સ્વામીની છબી પ્રસંગોપાત્ત પૂજાય છે. આ બધો વ્યાઘાત સમાજીઓ ચલાવે એ તેમની બુદ્ધિને તથા માની લીધેલા જ્ઞાનને માનપ્રદ તો નથી જ ને?

કવિનું આટલું બોલવું પુરૂં થતાં પહેલાં જ પેલા સમાજી ગૃહસ્થના મુખવર્ણ પર ગ્લાનિની છાયા લેખક જેવાને પણ સ્પષ્ટ જણાઇ. કવિ તો હજી કંઇ આગળ બોલવા જતા હતા, ને મુખમુદ્રા બહુ જ શાંત તેજસ્વી જણાતી હતી. એ પ્રસંગની પ્રતિભા પણ બહુ ઉગ્ર બલવાન લાગતી હતી, એટલામાં તે ગૃહસ્થ જ બોલ્યા: "કવિરાજ! આજે તો મને નવો જ પ્રકાશ પડે છે. મોટાઓને શ્રદ્ધાપૂર્વક માન આપી તેમના મતવિચારનું અનુકરણ કરવું એ મારા જેવાનું આચારસૂત્ર છે, તેમાં આજે આપે નવો જ ક્રમ બતાવ્યો! મારી દૃષ્ટિ કાંઇક નવું જુએ છે, સમાજનું ને મારૂં શું થાય છે ને સંબંધ કેવો રહે છે, એ તો પછી; પણ અત્યારે જ હું વાલકેશ્વર જાઉં છું; ને સ્વામીજીને બધું કહીને સમાજના અંગી તરીકે આજથી નિવૃત્ત થાઉં છું, મને રજા છે?"

કવિ:—"હા, આનંદથી પધારો, આ વિષય પર શાસ્ત્રીય ચર્ચા હજી ઘણી ઉંડી છે, ને તેમાં મારે પણ ઘણું કહેવાનું છે. હાલમાં તો ટુંકામાં આટલું જ કે મૂર્તિપૂજા એ મનુષ્ય હૃદય સજીવ રાખનાર સત્ય સ્નેહનો પ્રધાન તંતુ છે; કોઇ પણ કાળમાં કોઇ પણ મનુષ્ય એના વગરનો થાય, તે પહેલાં તે હૃદય વગરનો થવો જોઇએ: પૃથ્વી પરના માનવ કુળની પ્રગતિ અટકવી જોઇએ. દુનિયાની કોઇ પણ પ્રજા અમુક સ્વરૂપે મૂર્તિપૂજાથી મુક્ત થઇ શકી નથી, છે નહીં, ને થવાની નથી; અને તેમ હોવામાં જ મનુષ્યમાત્રનું મનુષ્યત્વને ઇષ્ટાપત્તિ છે. જાઓ ભાઇ, વળી અવકાશે આવજો."

એ ભાઇ ગયા પછી લેખક દિગ્મૂઢ જેવી હાલતમાં આ બધું સાંભળતો એક ખુણામાં ત્યાં જ બેઠો હતો, તેના ભણી કવિએ જોયું. પાસે જ કવિનો પુત્ર જયશંકર નાની વયનો હોવાથી કાગળની હોડી વગેરે બનાવી રમતો હતો. કાંઇક અજબ તેજસ્વી નેત્ર લેખક તરફ જોઇને કવિએ પૂછ્યું: "કેમ બચ્ચા, શું છે? બ્હાવરો કેમ દેખાય? તું આ બધું સાંભળે છે ને તેમાં સમજે છે? ઓહો, બકો પણ અહીં જ છે? આવો આવો, મારી પાસે. દુનિયાનો આજથી વળી કાંઇ નવો જ રંગ દેખાવાનો આરંભ થાય છે. નર્મદાશંકર, મારી નોટબુક લાવો તો?"

## કવિની દરિદ્ર હાલત અને નાટક

આ વખતની કવિની આર્થિક સ્થિતિ ઘણા સંકોચવાળી હોવી જોઇએ. એમ લેખકને ઘરની આંતર વ્યવસ્થા પરથી વયના પ્રમાણમાં કાંઇક લાગેલું, અને આજે તે વધારે સ્પષ્ટ સમજાય છે. છતાં બહારની વ્યવસ્થામાં નિરંતરનો ક્રમ ચાલુ જ હતો, ને ખર્ચ કોઇ પણ પ્રકારે ઘટયો નહતો. આ સમયે સાક્ષર રણછોડભાઇએ, 'પારસી નાટક મંડળી'ના તંત્રી તથા ઉપસ્થાપક મીo કેખુશરો કાબ્રાજી સાથે કાંઇક પ્રતિકુળતા થવાથી 'ગુજરાતી નાટક મંડળી' નામનું મંડળ મુંબઇની જુદી જુદી શાળાઓના શિક્ષકોનું ઉપજાવ્યું, ને 'લલીતા દુઃખદર્શક' નાટક ભજવી બતાવવાની તૈયારી થઇ ગયલી. લોકોએ એ મંડળને ઉત્સાહભર્યો આવકાર ને આશ્રય આપેલો, અને તે માટે મુંબઇની પ્રજા એવાં બીજાં મંડળોને પણ સારો આશ્રય આપે એવું સ્પષ્ટ સંભવિત દેખાયાથી કવિના બે ત્રણ અંગીભૂત સ્નેહીઓએ સુશિક્ષિત પુરૂષોનું એક નવું જ મંડળ ઉભું કરીને પોતાના હાથથી સારાં નાટકો રચી આપવા—આર્થિક ઉપાર્જનનું એક નાનું સરખું દ્વાર ઉઘાડવા ભલામણ કરી. આ વાતની મીo કાબ્રાજીને જાણ થતાં પ્રથમ પોતે જ એક ધાર્મિક-પૌરાણિક નાટક લેવા માંગણી કરી, કવિને આપવાની રકમ મધ્યસ્થોએ નક્કી કરી, ને 'શ્રી રામજાનકીદર્શન' નાટક લખાયું, ને રંગભૂમિ પર ભજવાયું, (ઇ. સ. ૧૮૭૬). લોકોએ નવો જ રંગ જોયો ને તેને ઉત્સાહથી વધાવી લીધો. આ સાફલ્યથી ઉત્તેજિત થયલા રા. નગીનદાસ કીનારીવાલા અને એક બે બીજાઓએ મળીને 'આર્યનીતિદર્શક' નાટક મંડળી સ્થાપી, ને કવિએ તેમને માટે 'શ્રી દ્રૌપદીદર્શન' લખી આપ્યું. (ઇ. સ. ૧૮૭૮). એક ત્રીજું ઉત્સાહી મંડળ ઉભું થયું. તેમને માટે 'શ્રી બાળકૃષ્ણ વિજય' નાટક રચાયું (ઇ. સ. ૧૮૮૩). આ બધાં મંડળોમાંનાં નાટકોને માટે અનુરૂપ પાત્રોની યોજના તથા શિક્ષણ વગેરેનું કામ રા. ગણેશ ખાપર્ડે, બી. એ. કરતા. સંસ્કૃત, અંગ્રેજી, મરાઠીની પેઠે જ ગુજરાતી ભાષા ઉપર એમનો સરખો જ પ્રભાવ અને કાબુ હોવાથી કામ બહુ જ અભીષ્ટ રીતે ચાલ્યું. નાટકશાળામાં પ્રેક્ષકો ઉંચા વર્ણના ખીચોખીચ ભરાઇ જતા, ટીકીટો મળતી નહીં, ને બીજાં નાટકો પર તથા રંગભૂમિના સાહિત્ય પર પણ તેની અસર થઇ. 'દ્રૌપદી દર્શન'ની સાથે જ પાછળથી 'સાર-શાકુન્તલ'ના પણ પ્રયોગો અવાંતરે ચાલુ થયા, (ઇ.સ. ૧૮૮૧) અને તેમાં બીજા કલ્પિત નાટકો કરતાં લોકોને વધારે રસ પડવા લાગ્યો. 'સાર-શાકુન્તલ'ના પ્રયોગો જોવા અને તેમાં કવિએ કરેલા બે ચાર ફેરફારોને પ્રત્યક્ષ કરવા ડૉ. ભાંડારકર તથા પ્રસિદ્ધ દક્ષિણી નાટકકાર કીર્લોસ્કર પણ આવેલા, અને જોઇને ઘણા પ્રસન્ન થયલા, એ બધી લેખકની પ્રત્યક્ષ બનેલી હકીકતો છે.

## નાણાંભીડ છતાં પરોપકાર વૃત્તિ

આમ છતાં આવક કરતાં દિન પર દિન ખર્ચ ઘણો વધતો ગયો. કવિ સિવાય ઘરનાં બીજાં બધાં, ઘડીમાં આનંદમાં, તો ઘડીમાં ચિંતાગ્રસ્ત રહેતાં; પણ ઘરની આંતર વ્યવસ્થામાં પ્રકૃતિથી જ કવિનું લક્ષ નહીં–કોઇ આવીને કહે નહીં ત્યાં સુધી બધો તંત્ર શી રીતે ચાલે છે તે તે જાણતા જ નહીં–આવી તેમની નૈસર્ગિક ધૈર્ય પ્રધાન પ્રકૃતિ તો માત્ર તેમનામાં જ હતી. આવા સમયમાં કોઇ કાઠિયાવાડ તરફનો બ્રાહ્મણ ઉમરે આશરે ૬૦ વર્ષનો કવિનું નામ ઠેકાણું પૂછતો એક દિવસ સવારમાં આઠ નવ વાગે આવ્યો. કવિના કોઇ કાઠિયાવાડના સ્નેહીએ કવિ ઉપર એક ભલામણ પત્ર લખી આપેલું તે હાથમાં આપીને બેઠો. વાંચ્યા પછી કવિએ તેની સાથે કાંઇ પણ પૂછપરછ નહીં કરતાં નરભેરામને બોલાવી કહી દીધું કે આમને એકસો રૂપીઆ આપો. ઘરમાં સીલક ૭ સાત રૂપીઆની જ હતી, અને દાણાવાળા–દુધવાળા, ઘીવાળા તથા ભાડાવાળા એ બધાંનું મળીને કુલ આશરે સાતસો રૂપીઆનું નવું દેવું થયલું તો ઉભું જ હતું, તે માત્ર નરભેરામ જ જાણે. નરભેરામે તે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવીને ‘બે ત્રણ દિવસ પછી આવજો,’ એમ લેખકના દેખતાં કહ્યું ને બ્રાહ્મણ તો ગયો. હવે કવિએ ગૃહતંત્રના સંબંધમાં અમુક અમુક મર્યાદાઓ બાંધી હતી, તે એવી કે ભાડાવાળાનો હિસાબ અમુક રકમ થાય ત્યાં સુધી જ ચઢવા દેવો; દાણાવાળાની પણ અમુક મર્યાદા, ને તે પ્રમાણે સર્વેની. આ બધી મર્યાદાઓનું ઉલ્લંઘન થવાનો સમય આવી ચુકયો હતો. ઘરમાં બે ત્રણ દિવસ રોકડથી જરૂર જેટલા અનાજ ઘી વગેરે લાવવાથી, ને પાન સોપારીનો નિત્યનો ખર્ચ થવાથી ચોથે દિવસે માત્ર એક પાવલી સીલકમાં રહી. ડાહીગૌરી વગેરે કુટુંબ બધું સુરત હતું. ઘરમાં કવિ, નરભેરામ, લેખક ને તેના પિતા એટલા જ* હતા. નરભેરામ ઘરની બધી જ વ્યવસ્થા ઉપરાંત આવે પ્રસંગે રસોઇ પણ કરતાં. ચોથે દિવસે ઘરમાં અન્નનો દાણો નહીં–માત્ર થોડુક ઘી, થોડી ખાંડ, અને ન્હા ઉપરાંત કંઇ જ નહતું. લેખકને સ્કુલમાં જવાનો વખત થયો, એટલે એક સ્નેહીને ઘેર જમવા મોકલ્યો. જે જમીને ત્યાંથી સ્કુલ જવાનું હતું તેમ ગયો. પાછળથી જણાયું કે અગિયાર વાગ્યા પછી કવિ લખવાનું કામ છોડીને નિત્ય પ્રમાણે ન્હાવા ઉઠ્યા, ને અંદર જઇને જુએ છે તો રસોઇની શરૂઆત જ નહીં? “કેમ નરભેરામ, આજે શું છે? આમ પૂછતાં જ ધીર ને નીડર પ્રકૃતિના તેમ જ

*આ વખતના મુંબઇના પ્રવાસમાં કવિએ લેખકના પિતાને કોઇ નોકરી કરવાની ના કહેલી, ને નાટકોને સારે અક્ષરે સુધારીને લખવા તથા બીજા લેખોને પણ વ્યવસ્થિત રૂપમાં લખીને મોકલી દેવાનું કામ તેમને સોંપેલું હતું.

હિમાલય જેવા ગંભીર સ્વભાવના હોવા છતાં નરભેરામે આંખમાં પાણી ભરાયલે ચહેરે કવિને ખરી હકીકત કહી દીધી! તો કવિ બોલ્યાઃ "ઓહો, તેમાં આમ ગભરાવ છો શું? એ પણ એક રંગ છે, પણ રાજુ ક્યાં છે? તેણે શું ખાધું?" નરભેરામે કહ્યું: "તેને તો નૌતમને ત્યાં જમવા મોકલ્યો હતો ત્યાં જમીને સ્કુલ ગયો હશે. અહીંથી દશ વાગ્યાનો ગયો છે." કવિએ કહ્યું: "ચાલો ઠીક, એ પાવલીમાંથી જે કાંઇ થાય તે કરો." લેખકની કલમ નિર્લજ થઇને લખે છે કે એ ચાર આનામાંથી બે આનાના પઉંવા, અને બે આનાનું બજારમાંનું દૂધ લાવીને એ ત્રણ તપસ્વીએ થોડાં ઘી ખાંડ ભેળી દૂધ પઉંવાનું ભોજન* કીધું! સાંજે નિયમિત દૂધ દૂધવાળો આપી ગયલો, ને લેખક સ્કુલમાંથી આવ્યો ત્યારે નિત્ય પ્રમાણે બારેક જણનું મંડળ ભરાયલું, ને ચહાના પ્યાલાઓ આવ્યા હતા. લેખકે અંદર જઇને ચહા પીધી, પણ કાંઇક શંકા પડવા લાગેલી.

### અણચિંતવી મદદ

એટલામાં દીવાનખાનામાં ટપાલવાળો કાગળો આપી ગયો હશે, તેમાંનો એક પત્ર ફોડતાં તેમાંથી રૂપીઆ પાંચસો પાંચસોની બે નોટ નીકળી–તેની સાથે એક નાની કાગળની કાપલી વીંટાળેલી, જેમાં નહીં ઓળખાય એવે અક્ષરે, 'From your best friend and admirer' આટલું લખ્યું હતું તે best friend પણ એ વખતે ત્યાં હાજર જ હતા, ને બેઠા બેઠા ચહા પીતા હતા, તે વાત બહુ પાછળથી જણાઇ. તુરત જ કવિએ ત્યાં નરભેરામને બોલાવ્યા, ને લેખક તથા નરભેરામ રસોડાના ઓરડામાંથી બહાર આવ્યા. બંને નોટો કવિએ નરભેરામના હાથમાં આપતાં કહ્યું કે, 'આમાંથી પ્રથમ પેલા બ્રાહ્મણના રૂપીઆ સો કાઢી લઇને પછી ભાડાવાળા વગેરેને બોલાવી સૌના ચુકવી આપો. પચાસ રૂપીઆ રામશંકરને† સુરત જવાની જરૂર છે માટે આપજો, ને પછી જે રહે તે તમે રાખો'. એ જ દિવસે રાતે વાળુ કરવા પહેલાં બ્રાહ્મણને આપવાના સો રૂપીઆ બાજુએ રાખતાં, ને સૌના હિસાબ ચુકવી દેતાં નરભેરામ પાસે છાસઠ રૂપીઆ ને થોડાક આના રહ્યા! લેખકના પિતાએ 'હાલ મ્હારે સુરત–રાંદેર જવું નથી, માટે રૂપીઆ તમારી પાસે જ રાખો' એમ કહીને પચાસ રૂપીઆ નરભેરામને ખાનગીમાં પાછા આપતાં, એ બંને વચ્ચે

---

*જૂઓ નર્મકવિતામાં 'કવિજીવન' પૃષ્ઠ ૪૭ મું. તેમાં જણાવેલું ભરોસાદાર ઠેકાણું તે. લેખકે પોતે જ કવિના પુત્ર જયશંકરની સમક્ષ સદ્‌ગત નવલરામભાઇને આ હકીકત નિવેદન કરી હતી.

†લેખકના પિતાને.

થયલી વાતચીત ઉપરથી આખા દિવસનું ઇતિવૃત્ત લેખકે જાણ્યું હતું. આ બનાવની છાપથી જે અસર લેખકના તે વખતના પ્રાકૃત હૃદય પર રહી તે આ જન્મે તો નહીં જ, પણ અનેક જન્માંતરે પણ ઝાંખી થાય એમ નથી. અપ્રતિમ ઔદાર્ય, ધીટ ધૈર્ય મનુષ્ય ભાવનાની ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિને શિખરે પણ સંભવે કે નહીં, એ પ્રશ્ન નિરૂત્તર રહે છે. આવી અંતિમ સ્થિતિમાં પણ કવિએ કોઇ વાર નિઃશ્વાસ નાખ્યો હોય કે મુખ પર કોઇ પ્રકારની ગ્લાનિ કે ક્ષોભ બતાવ્યાં હોય, એમ લેખકને સાંભરતું નથી. આમ હોવા છતાં પણ કવિનો માસિક ખર્ચ મુંબઇમાં સો સવા સો રૂપીઆથી ઓછો થયો જ નથી, એ વાત લેખકના પ્રત્યક્ષ અનુભવની હોવાથી નવલરામભાઇના લખવાથી જુદા પડવાની અનિચ્છાએ પણ જરૂર પડે છે.

## કવિના મિત્રો

લોકસેવા ને લોકકલ્યાણના સૂત્રને અક્ષરશઃ પાળનાર વીરપુરૂષ સ્વર્ગવાસી શેઠ લક્ષ્મીદાસ ખીમજી તથા ભાવનગરના સુપ્રસિદ્ધ શ્રીમાન્ નાગર ગૃહસ્થ દેશાઇજી હરિપ્રસાદ સંતોકરામ, એ ઉભયની પ્રીતિ કવિ ઉપર અસાધારણ હતી અને આ Best friend તે એ રસિક ઉદાર મહા પુરૂષ દેસાઇજી પોતે જ હતા, એ બહુ પાછળથી જણાયું હતું. લેખકને વખતો વખત 'નર્મ કવિતા'નાં અમુક કાવ્યો ગાઇ બતાવવા એ બંને ગૃહસ્થો બોલાવતા, અને ત્યાં તેમની પાસે જ્યારે જ્યારે લેખકને જવાનો પ્રસંગ આવતો, ત્યારે 'નર્મ કવિતા'નો ગ્રંથ પાસે જ પડેલો જોવામાં આવતો. મુંબઇને આવા જ પુરૂષોએ ધન્યતા આપી છે. અર્થવ્યાપારના પ્રવૃત્તિમય જીવનવાળા રાજનગરમાં પણ આવા રસજ્ઞ, રસિક, સહૃદય અને ગુણજ્ઞ પુરૂષો તે વખતે વસતા હતા! 'નર્મ કવિતા'વાળા શેઠ કરસનદાસનું નામ તો કોઇ કાળે ભુલાય એમ નથી જ, પણ તે ઉપરાંત એક મી૦ વીમાદલાલ* નામના પારસી ગૃહસ્થ કવિના કાવ્યના એવા જ દૃઢ ભક્ત હતા. આ મી૦ વીમાદલાલ, મી૦ નાનાભાઇ રાણીના, અને લેખક એ ત્રણ જણાને કવિને મોઢેથી 'રામાયણ-અદ્ભુત યુદ્ધ' નામનું વીર રસકાવ્ય સાંભળવાનો અસ્ખલિત મોહ રહેલો, અને લેખક ઘણીવાર ક્ષરમ મૂકી મંડળ ભરાયા પછી વખત જોઇને સૂચના પણ કરતો કે "કવિ, આજે યુદ્ધ વાંચશો?" અને તે પ્રમાણે કવિ પ્રસન્ન વદને અનુકૂળતા પ્રમાણે વાંચતા, તો બધું મંડળ તલ્લીન થઇ જતું. પાછળથી આ કાવ્ય 'નર્મ કવિતા'ની

* જુઓ 'કવિજીવન' પાનું ૪૬, રૂા. ૫૦૦) આપનાર એ મી૦ વીમાદલાલ જ હતા.

ઇચ્છારામ દેશાઇવાળી નવી આવૃત્તિમાં છપાયું છે. રા. ખાપર્ડે જેટલા આ કાવ્યથી ખુશ થતા, તેટલા તો કોઇ ભાગ્યે જ ખુશ થતા લેખકે જોયલા.

## કવિનાં નાટકો

"નાટક લખવામાં કવિનું કવિત્વ બરાબર સિદ્ધિને પામી શકતું નથી," આમ કેટલાંક કારણો આપીને રા. નવલરામ સ્વમતાનુસાર લખે છે. એ મત એમની પોતાની ઇયત્તા પ્રમાણે ભલે એમણે બાંધ્યો હોય; છતાં પ્રેમાનંદને એ જ વિષયમાં નવલરામભાઇ વખાણે છે, એ જોઇ એમના એ મત માટે લેખકને જૂદી જ કલ્પના થાય છે. પ્રેમાનંદના નામથી ઓળખાતાં નાટકો નવલરામભાઇએ જો વિચારપૂર્વક વાંચી જોયાં હોત, તો નાટક લખવામાં પ્રેમાનંદની કુશળતાનો ખરો ખ્યાલ આવતે. જે નાટકો આજે વાંચવા કે જોવાથી પ્રેમાનંદને માટે બંધાયલી માનબુદ્ધિ વધવાને બદલે અતિશય ઘટી જાય, એવો અનેક વિદ્વાન્ સાક્ષરોને અનુભવ થયો છે, તે નાટકોને નાટક કહેવાં, અને તેથી વધીને કવિએ લખેલા દ્રૌપદીદર્શન સાથે સરખાવવાં, એ સિંહશૂકરમાં સમાનતા જોવા જેવું છે, તો પછી નાટક લખવામાં એમનું કવિત્વ સિદ્ધિ પામતું નથી, એમ 'વીરમતી' લખીને નાટક લખવાનો અનુભવ કરનાર સાક્ષર વિવેચક લખે, એ કેવળ સખેદ આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં છે. સારશાકુંતલ, બાલકૃષ્ણવિજય વગેરેના પ્રયોગો નવલરામભાઇ લખે છે કે તેટલા જ નહીં, પણ તે કરતાં અનેકગણા વધારે વાર લેખકે જોયા છે. એમનું કૃષ્ણાકુમારી નાટક આગળના વખતમાં લખાઇને છપાઇ ચુકયું હતું. (ઇ. સ. ૧૮૭૦) મૃચ્છકટિક, રેણુકાવધ એ બેનાં વસ્તુ ગોઠવાયાં હતાં, પણ નાટક લખવાનો આરંભ થયો જ નહતો. નાટકોનું અર્થોપાર્જન પણ એમના જણાવ્યા કરતાં વિશેષ થયલું.

## ગોપાલદાસ બાવાની બંસી

કવિના આવા આર્થિક સંકોચવાળા સમયમાં 'દુષ્કાળમાં અધિક માસ' એ લોકવાક્યાનુસાર એક બીજો બનાવ બન્યો. ભરૂચમાં નર્મદા કિનારે બંસીધર ગોપાલદાસ નામના બાવા સાધુ રહેતા હતા. એમને તે વખતના ભરૂચનિવાસી રસિક શ્રીમંતો સારી પેઠે પિછાનતા હતા. કવિના એક મિત્ર નામે મી૦ જમિયતરામ વકીલ, જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય તથા તેમના જ એક મિત્ર દોલતરામ વખતો વખત મુંબઇ કવિને ત્યાં આવતા, ત્યારે બાવા ગોપાલદાસના બંસી બજાવવાના અલૌકિક નૈપુણ્યની પ્રશંસા કરતા. કવિની પાસે આવા કલાધરો અનેક આવતા. તે પ્રમાણે કવિએ પણ કહેલું કે બાવા કોઇ વખત મુંબઇ જરૂર પધારે એમ વિનંતિ કરશો. આજ સંધિ પર

બાવા ગોપાલદાસ મુંબઇ આવ્યા અને વાલકેશ્વરમાં શેઠ જીવરાજ બાલુવાળા દરિયામહેલમાં તેમને ઉતારો આપવામાં આવ્યો હતો. ત્યાંથી અનેક શેઠીયાઓએ તેમની મુરલી સાંભળવાના પ્રસંગ લીધા હતા. બાવાજી પોતે બહુ જોવા લાયક મૂર્તિ હતા. શરીરે પાતળા અને ઊંચા ગૌરવર્ણના, વય આશરે સાઠ વરસનું, એક ભગવો રેશમી જભો છેક ઘુંટી સુધી પહોંચે એવો પહેરતા. એક ભગવી રેશમી કોરની ધોતીનો કચ્છ મારતા, પણ તે સાથે ઘુંટણની ઊંચે ઘણે સુધી પહોંચે એવાં, ભગવાં પણ રેશમી મોજાં પહેરતા ને તે ઉપર વાર્નીશના શુઝ ઊંચી જાતનાં પહેરતા. કપાળે શ્રીગોપાલચંદ્રનું ૐકારવાળું તિલક કેસરનું બનાવતા. સ્વરૂપે ભવ્ય, વેશાલંકાર સફાઇ ને સાદાઇ સાથે શોખીન વૃત્તિનો, અને સ્વભાવે ઘણા જ આનંદી પણ તદ્દન નિસ્પૃહ—એવા બાવા ગોપાલદાસને જોતાં જ માન તથા પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થતાં. સાથે એક ચાંદીની ખોલી એક હાથ લાંબી, ને તેને ઉઘાડતાં તેમાંથી એક અદ્‌ભુત સૌંદર્યની—અબનુસની બનાવટી—ચાંદીની ચાંપવાળી પોતાને હાથે બનાવેલી એક હાથની લંબાઇની સુંદર મુરલી નિકળતી. આ મુરલી તેઓ પોતાની સાથે જ રાખતા, બહુ અધીરાઇથી તેને સંભાળતા અને કોઇ ખરો તેજસ્વી પુરૂષ પણ જોવા માંગે, તો પણ આનાકાનીથી ખંચાતા મને તેના હાથમાં આપતા. એક દિવસ સવારના કવિના મુકામ પર તેઓ અચિંત્યા આવી પહોંચ્યા. કવિ બેઠા બેઠા લખતા હતા. લેખક તથા કવિનો બાળક પુત્ર જયશંકર એક ખુણામાં રમત કરતા હતા. એવામાં કવિની પાસે આવીને તેમણે સાષ્ટાંગપાત કર્યો. કવિ એકાએક ઉભા થઇ ભેટયા, ને પ્રણામ કરીને પાસે બેસાડયા. વગર પૂછે જાણ્યું કે આજ બાવા ગોપાલદાસ! બાવાએ મી૦ જમીયતરામના નામથી પોતાની ઓળખાણ આપી, અને "દર્શનાર્થ આયા હું" એમ કરીને પાસે બેઠા. થોડી જ વારમાં બંસી કહાડીને બતાવતાં કહેવા લાગ્યા કે, "કવિરાજ! મુંબઇની જે ભાવના દૂર રહ્યાથી મને થઇ હતી, તે પાંચ દિવસ મુંબઇમાં રહેવાથી નષ્ટ થઇ ગઇ અને નિર્વેદ થયો છે. પશ્ચાત્તાપ થાય છે કે 'અરે બિચારી મુંબઇ, તારા શ્રીમંતો આવા અરસિક પશુતુલ્ય છે! હું અહીં શા માટે આવ્યો?' પણ આપના દર્શનથી આજે કૃતાર્થ થયો, અને મુંબઇની યાત્રા સફળ થઇ માનું છું." કવિના આગ્રહથી વિશેષમાં કહ્યું કે "મારા મુકામની પાસે એક અહીંના મોટા શ્રીમંત ગૃહસ્થ રહે છે, તમણે કાલે મને બહુ આગ્રહથી બોલાવ્યો હતો. મને તેડવાને માણસો આવ્યાં ન હું ગયો તો તેમના જેવા બીજા તેમના શ્રીમંત મિત્રો દશ બાર હાજર હતા. મુરલી બજાવવા આજ્ઞા થઇ, મેં બધાં દ્વાર નિયમિત રીતે બંધ કરાવીને મુરલી શરૂ કરી, બધા ગોવત્સની પેઠે તલ્લીન થયા, વિશ મિનિટ આવો

ઇચ્છારામ દેસાઇવાળી નવી આવૃત્તિમાં છપાયું છે. રા. ખાપર્ડે જેટલા આ કાવ્યથી ખુશ થતા, તેટલા તો કોઇ ભાગ્યે જ ખુશ થતા લેખકે જોયલા.

## કવિનાં નાટકો

"નાટક લખવામાં કવિનું કવિત્વ બરાબર સિદ્ધિને પામી શકતું નથી," આમ કેટલાંક કારણો આપીને રા. નવલરામ સ્વમતાનુસાર લખે છે. એ મત એમની પોતાની ઇયત્તા પ્રમાણે ભલે એમણે બાંધ્યો હોય; છતાં પ્રેમાનંદને એ જ વિષયમાં નવલરામભાઇ વખાણે છે, એ જોઇ એમના એ મત માટે લેખકને જૂદી જ કલ્પના થાય છે. પ્રેમાનંદના નામથી ઓળખાતાં નાટકો નવલરામભાઇએ જો વિચારપૂર્વક વાંચી જોયાં હોત, તો નાટક લખવામાં પ્રેમાનંદની કુશળતાનો ખરો ખ્યાલ આવતે. જે નાટકો આજે વાંચવા કે જોવાથી પ્રેમાનંદને માટે બંધાયલી માનબુદ્ધિ વધવાને બદલે અતિશય ઘટી જાય, એવો અનેક વિદ્વાન્ સાક્ષરોને અનુભવ થયો છે, તે નાટકોને નાટક કહેવાં, અને તેથી વધીને કવિએ લખેલા દ્રૌપદીદર્શન સાથે સરખાવવાં, એ સિંહશૂકરમાં સમાનતા જોવા જેવું છે, તો પછી નાટક લખવામાં એમનું કવિત્વ સિદ્ધિ પામતું નથી, એમ 'વીરમતી' લખીને નાટક લખવાનો અનુભવ કરનાર સાક્ષર વિવેચક લખે, એ કેવળ સખેદ આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં છે. સારશાકુંતલ, બાલકૃષ્ણવિજય વગેરેના પ્રયોગો નવલરામભાઇ લખે છે કે તેટલા જ નહીં, પણ તે કરતાં અનેકગણા વધારે વાર લેખકે જોયા છે. એમનું કૃષ્ણાકુમારી નાટક આગળના વખતમાં લખાઇને છપાઇ ચુકયું હતું. (ઇ. સ. ૧૮૭૦) મૃચ્છકટિક, રેણુકાવધ એ બેનાં વસ્તુ ગોઠવાયાં હતાં, પણ નાટક લખવાનો આરંભ થયો જ નહતો. નાટકોનું અર્થોપાર્જન પણ એમના જણાવ્યા કરતાં વિશેષ થયલું.

## ગોપાલદાસ બાવાની બંસી

કવિના આવા આર્થિક સંકોચવાળા સમયમાં 'દુષ્કાળમાં અધિક માસ' એ લોકવાક્યાનુસાર એક બીજો બનાવ બન્યો. ભરૂચમાં નર્મદા કિનારે બંસીધર ગોપાલદાસ નામના બાવા સાધુ રહેતા હતા. એમને તે વખતના ભરૂચનિવાસી રસિક શ્રીમંતો સારી પેઠે પિછાનતા હતા. કવિના એક મિત્ર નામે મી૦ જમિયતરામ વકીલ, જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય તથા તેમના જ એક મિત્ર દોલતરામ વખતો વખત મુંબઇ કવિને ત્યાં આવતા, ત્યારે બાવા ગોપાલદાસના બંસી બજાવવાના અલૌકિક નૈપુણ્યની પ્રશંસા કરતા. કવિની પાસે આવા કલાધરો અનેક આવતા. તે પ્રમાણે કવિએ પણ કહેલું કે બાવા કોઇ વખત મુંબઇ જરૂર પધારે એમ વિનંતિ કરશો. આજ સંધિ પર

પિતા વગેરે વડીલો આગળ બંસી શી રીતે બનાવી, અને તેના સ્વર શી રીતે રચ્યા છે ઇત્યાદિ વ્યાખ્યાન કર્યું, તેમાં અમને કાંઇ ઝાઝો રસ પડયો નહીં. પછી ચાર પાંચ પદો, અને બે ત્રણ દયારામભાઇનાં રસમય રાગણીવાળી ગરબીઓ બજાવી. જેમાંના અક્ષર પણ અમારા જેવા અનભિજ્ઞ બાળકોને સમજાય; અને અભિનયયુક્ત બજાવવાથી આનંદની સીમા રહી નહીં. પછી બાવાજીએ હુકમ કર્યો કે ઓરડાનાં બધાં દ્વારો તથા બારીઓ બંધ કરી દો. એ બંધ થયા પછી કહેવા લાગ્યા કે, 'હવે ભગવાન કૃષ્ણચંદ્રજીએ જે મોહિનીમંત્ર બજાવી વ્રજયુવતી તથા ગોપબાલકોને તથા ગોવત્સનાં વૃંદોને મોહિત કર્યાં હતાં તે મંત્રનાદ સાંભળવા તૈયાર થાઓ ને ઉંઘ આવવા જેવું લાગે તો ગભરાવું નહીં.' અને પછી એ અલૌકિક સ્વરસાહિત્યની ઉચ્ચ સામગ્રીવાળો નાદ શરૂ થયો, તેની અસર હજુ પણ સ્મરણ થતાં તાજી જ હોય એમ લાગે છે. અમે બંને તથા રા. ખાપર્ડે તો દશેક મિનિટમાં મૂર્છિત થયા. કવિરાજ ને લેખકના પિતા તથા એક બીજા સ્નેહી પા કલાક સુધી ટકી રહ્યા હતા, એમ તેમના કહેવાથી અમે પછી જાણ્યું. કવિરાજ પ્રથમ જાગૃત થયા, ને જોયું તો બાવાજી મુરલીને તેની ખોલીમાં ઘાલી હસતે મુખારવિંદે અમો સૌ તરફ જોઇ રહ્યા હતા; પણ ઓરડામાં તે મંત્રનાદ તથા તેનો ધ્વનિ સતત ચાલી રહ્યો હતો, જે અમોએ પણ થોડી વારમાં પાછા સાવધ થઇ સાંભળ્યો, અને અમારી મોહનિદ્રા લગભગ સત્તર મિનિટ રહી હતી, એમ કવિએ ઘડિયાલ તપાસીને કહ્યું. આ અદ્‌ભુત સામર્થ્ય પૂર્વે દીઠેલું સાંભળેલું નહીં હોવાથી અમો સૌ જ ચકિત થયા હતા, પણ લેખકના મનમાં શ્રીકૃષ્ણ, તેની બંસી, ને અદ્‌ભુત મોહક શક્તિ એનો ભાવ એવો સુદૃઢ શ્રદ્ધાથી સ્થિર થયો કે આ જમાનાના અનેક વાવાઝોડારૂપ સુધારાવાળાઓના ઉદ્ધત વિચારોના નાસ્તિક પ્રહારોમાં પણ તે ભાવ તેવી જ શ્રદ્ધા તથા આસ્તિક્યથી સવિશેષ દૃઢ થતો ગયો, ને જાય છે. સંસારમાં આવા પ્રસંગો કેટલું કાર્ય કરે છે તેનો વિચાર કરતાં બુદ્ધિ બહાવરી ને ભૂલી પડે એમાં આશ્ચર્ય નથી એમ સ્પષ્ટ સમજાય છે, પણ તેની જ સાથે ખેદ થાય છે કે, આવા પ્રસંગોની આ જમાનામાં કેટલી બધી અને કેટલા બધાને જરૂર છે! પણ વળી કેટલા થોડાને જ તે ભાગ્યવશાત્ મળે છે.

ફરી ફરી જાણે એ જ બંસીનો મંત્રનાદ સાંભળીએઃ કોઇ વાતે મનને તૃપ્તિ થાય નહીં, પણ કોણ કહી શકે બાવા ગોપાલદાસને, કે ફરીથી બજાવો? ધીમે ધીમે નાદનો સ્વર શાંત થઇને છેક અસ્ત થયો, ને અમે બધા જાણે લાંબી મોહનિદ્રામાંથી ઊઠયા હોઇએ તેમ શિથિલ મન ને તંદ્રિત શરીરથી તે ઓરડામાંથી ઊઠી બહાર આવ્યા. કારી, ફુર વગેરે તૈયાર હતાં,

ને ફરીથી બાવાજીના આગ્રહથી લીધાં. કવિએ એક સુંદર રત્નમુદ્રિકા પોતાના હાથમાંથી કાઢીને બાવાજીને ભેટી સ્નેહથી અર્પણ કરી. કોઇ વખત કવિના અંગ ઉપર આભૂષણ રહેતું જ નહીં, પણ આ મુદ્રિકા જાણી જોઇને તે દિવસે પહેરી લીધી હતી. તે અમે પણ ત્યારે જ જાણ્યું, ને સૌ વિદાય થઇ સાડાબાર વાગે ઘેર આવ્યા.

કવિનો પાનનો શોખ

સૌ મોડા જમ્યા, એટલે બીજું કંઇ કામ કરવાનું કોઇને રૂચ્યું નહીં ને બધા કવિની પાસે જ પાન સોપારી ખાવા બેઠા. લેખકનો એક બાલિશતાભર્યો નિયમ હતો કે કવિની પાસે બેસીને જ્યારે કોઇ નીરાંતને વખતે પોતે પાન ખાતો ત્યારે કવિને માટે પણ એક પાન સાથે સાથે જ બનાવતો અને તેમને અનુકૂળ પડે એવા પ્રમાણમાં સોપારી તંબાકુ પણ પોતાને હાથે જ આપતો. આજે આ ક્ષુલ્લક નિયમને મોટું પ્રાધાન્ય મળવાનો પ્રસંગ આવવાનો હતો, એમ કોઇએ ધારેલું નહીં. લેખકે તો નિયમ પ્રમાણે બે પાન બનાવ્યાં, ને કવિને પાન ધરતાં તેમણે લેખકના તીર્થરૂપ તરફ જોઇને કહ્યું: "રામશંકર! રાજુ તમને કોઇ વાર પાન બનાવી આપે છે કે? એને પાન બનાવવાની કળા તો અચ્છી આવડે છે! મારે સારૂ પાન બનાવવાનો નિયમ તમે શિખવ્યો છે?" લેખકના પિતાએ તો માત્ર સ્મિત જ કર્યું, પણ લેખકે જરા ધીરતાથી કહ્યું: "કવિ! તમે જાણો છો કે, બાપુ પાન સોપારી ખાતા જ નથી, પણ તમારી સાથે બીડી પીએ છે ખરા. પીવાની બીડી તો વાળતાં મને આવડતી નથી, એટલે તમારે સારૂ ફક્ત પાન બનાવવાનું મેં મારી મેળે જ આદર્યું છે." આ સાંભળતાં જ કવિ બોલ્યા: "જોયું રામશંકર! આપણે આ છોકરાને બીડી પીવાની વાત જણાવી પણ દીધી! બચ્ચા! અમારૂં જોઇને તું કદાપિ બીડી પીવાની હોંસ કરતો નહીં, જરૂર લાગે તો મોટો થાય ત્યારે તંબાકુ ખાજે. આ બીડી પીવામાંથી જ તારા બાપુ સાથે મારી દોસ્તી થઇ. તારો જન્મ પણ નહીં થયલો તેવામાં મારી વીશેક વર્ષની ઉમરે હું રંદિરની સ્કુલમાં મહેતાજી થઇને આવ્યો હતો. પ્રથમ આ તારા મામા નરભેરામ સાથે મારે ઓળખાણ થઇ, એમના ગામ ટકારમામાં એક જગદંબાભક્ત કવિ મહાપુરૂષ નભુલાલ* નામના સાઠોદરા નાગર રહેતા હતા. તેમની

*નડિયાદ તરફના રહીશ હતા, ને એમનું કાવ્ય 'નભુવાણી' નામથી "ગુજરાતી પ્રેસ"માં છપાયું છે. મારા સ્વર્ગસ્થ મિત્ર સાક્ષર મણિલાલ નભુભાઇ, એકવાર મારી સાથે એમના રહેવાનું ગામ, ઘર વગેરે જોવા ટકારમે જવા રંદેર આવ્યા હતા, ને ત્યાંથી અમો બંને ત્યાં બે દિવસ જઈ એમની બાબતમાં કેટલીક તપાસ કરી હતી. જુઓ 'કવિજીવન' પાનું ૨૦ મું.

સાથે ઓળખાણ કરાવવા, મારી ખાસ ઇચ્છાથી, મને છએક માસમાં ટંકારમે લઇ ગયા હતા. અમો ટંકારમે ગયા તો તારા બાપુ દીહેણથી નભુલાલભાઇને મળવાને બે ચાર દિવસથી ત્યાં આવેલા જ હતા. અમો બધા સાથે ચારેક દિવસ રહ્યા તે વખતે તારા આ બાપુની બીડી વાળવાની સફાઇદાર નાજુકાઇ, ઊંચો સ્વાદિષ્ટ તંબાકુ, પાતરાં પણ કાતરીને સરખાં કરી રાખી મૂકવાની ચોકસાઇ, આ બધું જોઇ, મને એની પાસે બીડી વળાવીને પીવાનું મન થયું. નરભેરામ, નભુલાલ, તારા બાપુ બધાને જ બીડી પીતા જોઇ હું પણ બીડી પીતાં શીખ્યો. કેમ, રામશંકર! ખરી વાત કે? પછી ત્યાં જ નરભેરામ તથા તારા બાપુ વચ્ચેનો નિકટ સંબંધ ને મૈત્રિની વાત જાણી, ને ત્યારથી જ વિશેષ પિછાન થઇ. આ અમારી મૈત્રિની શરૂઆત. રામશંકર! તમારા કરતાં પાન ખવડાવવાની પદ્ધતિ પસંદ કરીને રાજુએ જરા ઊંચી રીતની મૈત્રિની શરૂઆત કરી છે તે જોયું કે? વળી એને કપાળે જુઓ એમાં પણ તમારા કરતાં એક પદવી રાજુ ઊંચો છે. તમે રામના પ્રેમી ભક્ત હોવાથી ઊભો ટીલો કર્યો છે, એણે સાદું આડું ત્રિપુંડ્ર કર્યું છે. રાજુ! કહે વારૂ તને આમ ટીલું કરવાને કોણે બોધ કીધો?" લેખકે જવાબ આપ્યો: "મને રામ, કૃષ્ણ, શિવ વગેરે દેવોની ઓળખાણ મુંબઇ આવ્યા પછી આ ઘરમાં થઇ, પછી મેં 'કથાકોષ' વાંચ્યો; અહીંની વિવિધ ચર્ચાઓથી, અને જે જે સારાં સારાં પુસ્તકો આપણા ઘરમાંથી હાથમાં આવે તે વાંચવાથી મને મહાદેવ બહુ ગમવા લાગ્યા. વળી એક દિવસ તમે જ બાપદેને કહેતા હતા તે મેં સાંભળેલું કે 'આર્ય પ્રજાનો ઉદ્ધારક અને સમસ્ત દૈવી ભાવનામાં મનુષ્યવૃત્તિના સંકલ્પોને ઉચ્ચ આશય પર ક્રમે ક્રમે દોરનાર તો એક મહાદેવ–સદાશિવ જ છે;' પછી શંકરાચાર્યનું ચરિત તથા તેના દિગ્વિજયની ચર્ચાઓ થઇ, એ બધા ઉપરથી મને શિવ ઉપર જ રુચિ થઇ, ને તેથી હું કોઇના પણ બોધ વગર આમ ટીલું કરતો થયો છું, એમાં યોગ્યાયોગ્યતાનો સંકલ્પ જ નથી, માત્ર એવી પસંદગી અજાણતાં થઇ છે."

આ સાંભળીને કવિ બોલ્યા: "છોકરા! સમજ્યા જાણ્યા વગર પણ તું બહુ ભેદભરેલી વાત આજે બોલે છે. આર્યલોકોની બહુ દેવભક્તિ તરફ અજ્ઞાન લોકો વારંવાર કટાક્ષ કરે છે, પણ સર્વ શક્તિમાન્ પ્રભુની જૂદી જૂદી શક્તિઓને વિવિધ દેવભાવે કલ્પીને તથા માની મનાવીને પૂર્વેના આર્યોએ પોતાના જ્ઞાનભંડારની નિઃસીમતા દર્શાવી છે. મનુષ્ય જાતિના દરેક વૃંદમાં ભિન્ન ભિન્ન વ્યક્તિ પણ ભિન્ન ભિન્ન પ્રકૃતિની હોય છે, ને તે વ્યક્તિ પોતાની હૃદયગત વૃત્તિને અનુકૂળ ગમતી–બંધબેસતી પ્રકૃતિવાળી કોઇ દૈવી શક્તિ–પ્રભુતા–દેવને પોતાનો ઇષ્ટ ગણીને માને તો તેને તે પ્રેમપુરઃસર સચોટ

વળગી રહે, ને તેના જ દ્વારા પ્રભુનો પ્રેમીભક્ત થઇ સન્માર્ગી સદાચારી થાય. આવા ગૂઢ બંધારણમાં કેવું ને કેટલું મહત્ત્વ છે તે બીજા ઘણાએ સમજતા નથી, પણ કોઇક દિવસ તે તું પણ સમજીશ. રામશંકર! તમારા કહેવાથી નભુલાલે જો મને પોતાની સ્નેહમૂર્ચ્છામય ગરબીઓ ગાઇ સંભળાવી નહોત અને રાંદેરમાં ભાટ કવિ માનસિંગજી સાથે મારે પ્રસંગ પડયો ન હોત તો 'કવિ' થવાનો મારો કોડ કદાપિ સફળ થાત નહીં! રે, તેનો જન્મ જ થાત નહીં. માનસિંગે બીજ રોપ્યું, ને રાંદેરની નોકરી છોડયા પછી સુરતમાં જદુરામે તેને બનતું જળસિંચન કર્યું, તો હું પણ મારા બાળકોડને કાંઇક લાડ લડાવી શકયો.''

## કવિના સહવાસની અસર

ઇ. સ. ૧૮૭૯માં લેખકે પંડિત શ્રીગટૂલાલની 'વિદ્યાલક્ષ્મી' સંસ્કૃત પાઠશાળામાં વ્યાકરણ કાવ્ય વગેરે શીખવા જવાનો કવિની આજ્ઞાથી આરંભ કર્યો. પ્રથમ કવિની છાયાનો સંસ્કાર, પછી આર્યસમાજ, થિયોસોફીકલ સોસાયટી વગેરે મંડળોના સંસ્કાર, અને પંડિત ગટૂલાલજી જેવાના સંસર્ગનો સંસ્કાર, એવા ભિન્ન ભિન્ન રંગાતુરંગી વિવિધ સંસ્કારો પંદર વર્ષની વયના બાલકના વિકાસ પામતા મનહૃદય પર પડવા લાગ્યા, અને એ બધા પ્રસંગોમાં જે કાંઇ ન સમજાય કે, શંકાસ્થાનો ઉદ્ભવે, તેમાં કવિનું જ સમાધાન શ્રદ્ધાપૂર્વક માની લેવું એવી પ્રતીતિ થયલી, જેથી વારંવાર કવિ પાસે બેસી પ્રશ્નોત્તર કરવાના પ્રસંગો આવતા. આ સમયમાં જ કવિએ શ્રીમદ્ ભગવદ્ગીતાના ભાષાંતરનો આરંભ કરેલો, તથા બીજી તરફ ગટૂલાલજીએ ગીતા પર વ્યાખ્યાનો માધવબાગમાં શરૂ કરેલાં. એક વાર યોગક્ષેમની વાત બરાબર નહીં સમજાતાં લેખકે કવિ પાસે તે વાત મૂકી ને કવિએ તુરત જ કહ્યું કે: 'અપ્રાપ્તપ્રાપણયોગઃ ક્ષેમઃ પ્રાપ્તસ્ય રક્ષણમ્' આમ વ્યાખ્યારોપણ કરી વિસ્તારથી એ ગીતા પ્રકરણ સમજાવ્યું હતું. આર્યસમાજ તથા બીજાં મંડળોમાં કવિએ આપેલાં અનેક વ્યાખ્યાનોમાં ઊઠતી શંકાના સમાધાનના પ્રશ્નોત્તર થયલાં, તે પ્રકરણ ધર્મજિજ્ઞાસાને નામે 'ધર્મવિચાર'માં પ્રકટ થયું છે. અહીંઆ આ લેખક ધૃષ્ટતાભર્યો અવિનય અને સૌનું ખાસ લક્ષ દોરવાનું સાહસ કરે છે કે હાલના જમાનામાં ઉછરતા દરેક આર્યયુવકને માટે 'ધર્મવિચાર' શ્રદ્ધાપૂર્વક વાંચીને મનન કરવા જેવો એક જ ગુજરાતી ગ્રંથ છે. જેમાંથી તેમને ઘણું ઘણું શીખવાનું તથા પોતાના જીવનપ્રવાહને શ્રેયસમાર્ગે વાળવાને અનેક સાધનભૂત સિદ્ધ વસ્તુઓ મળી શકે એમ છે. પાશ્ચાત્ય તંત્રની અનેક મોહક પ્રવૃત્તિઓ જ્યારે વિમાર્ગે દોરાવા લાગી છે, વ્યક્તિની ને સમૂહની અધઃ પ્રવૃત્તિઓ, આ પદ્ધતિઓ અને સામગ્રીઓથી નગરોમાં અને

ગામોમાં પોતાની સાથે સાથે કાળબળે થતી જાય છે, ને ઉત્તરોત્તર વધતી જાય છે, ત્યારે 'ધર્મ વિચાર' ગ્રંથનું વાંચન મનન આત્મરક્ષણને માટે એક ઢાલ જેવું સહાયક સંરક્ષક શસ્ત્ર છે, એ વાત ગમે તેટલો ભાર દઇને કહેવાય તોયે તે ઓછું છે.

## નોકરી માટે ગોઠવણ

કવિની આર્થિક સ્થિતિ આજ સમયમાં બહુ ગંભીર ને ભયંકર પરિણામ પર આવેલી જોઇને અથવા જાણીને સન ૧૮૮૨ ના આરંભમાં એમના અંતરસ્થ મિત્રો ગોકળદાસ કહાનદાસ, ભીમભાઇ કીરપારામ તથા ભાઇશંકર નાનાભાઇએ એમને માટે સ્વર્ગવાસી દાનવીર શેઠ ગોકળદાસ તેજપાળના ધર્મખાતાને વ્યવસ્થિત કરવાને કવિની નિમણુંક કરવાને શેઠ લક્ષ્મીદાસ ખીમજી જેવા પુરુષસિંહને સૂચના કરી; અને જાણ્યા પ્રમાણે આ પ્રવૃત્તિ છેવટ સુધી કવિની જાણ બહાર જ રાખી. બધું નક્કી થઇને કવિ ઉપર પત્ર આવ્યો કે, તમને ધર્મખાતાના સેક્રેટરી નીમ્યા છે, ત્યારે જ કવિએ જાણ્યું. તે વખતે ત્યાં ગણેશ ખાપર્ડે, ભીમભાઇ તથા ગોકળદાસ કવિની પાસે જ બેઠા હોય એવી આગળથી ગોઠવણ રાખી હતી. પત્ર આવ્યો, ને કવિએ તે ફોડયો, વાંચતાં વાંચતાં આંખો આંસુથી ભીની થઇ. જેઓ બધા જાણતા હતા તેઓ તો કવિના મન પર શી અસર થાય છે તે જોઇ જ રહ્યા હતા. એટલામાં કવિએ કાંઇ પણ બોલ્યા વગર તે પત્ર ભીમભાઇ ઉપર નાંખ્યો.

## કવિની દિલગીરી

કોણે શું બોલવું તે ઘણીવાર સુધી કોઇને સુઝયું નહીં; આખર હિમાલયના ગંભીર પ્રદેશના કોઇ વિવરમાંથી ધીરો સિંહરવ નિકળતો હોય તેવો ઉંડો નિઃશ્વાસ નાંખી કવિ બોલ્યાઃ "ભીમભાઇ! એટલે સુધી વાત આવી ગઇ! **કવિરાજ** શબ્દને કલંક લાગ્યું. હું નહોતો કહેતો કે, તમે બધા કવિ જેવું સાદું સરલ નામ મૂકીને **કવિરાજ** કહેવાનો શા માટે આગ્રહ ધરો છો? જુઓ આજે હું **કવિદાસ** થયો છું, ને તમે બધા તે જાણતા જ હશો. તમારા જ સૌના પ્રયાસનું આ ફળ છે એમ મારો અંતરાત્મા સાક્ષી પુરે છે, પણ તમે જે જાણતા હશો તે હવે દુનિયા જાણશે. સૌની એમ દૃઢ ઇચ્છા છે તો તથાસ્તુ. મારા અંતરનું મથન એકલો હું જ જાણું છું! 'અરે, અંત લગી રાખજે તું લાજ રે, અભરાઉં છું હું ટેકમાં હરિ!' એ હૃદયરૂદન પણ અરણ્યરૂદન નીવડયું! 'કોઠી સદાવ્રતની આ મારી રે, ભુખ્યા ભક્તિનાં! તું રાખજે ભરી!'

ગાનારને જ સદાવ્રતનું અન્ન ખાવાનો સમય! પરમાત્મા! ખરે તારી ગતિ અચળ ને અચિંત્ય જ છે! વારૂ ભાઈઓ! કાલક્રીડાની એ પણ બલિહારી છે. ૨૪ વર્ષ લગી તંગ ખેંચી રાખેલી લગામ આજે હું હાથમાંથી મૂકી દઉં છું. તમે સૌ જે વાતે પ્રસન્ન, તેમાં જ મારી પણ અનુકૂળતા! પણ હવે આ મારા દુઃખી જીવનનો અંત પણ પાસે છે એમ નક્કી માનજો. મારૂં હૃદય આ આઘાત ઝાઝો વખત સહન કરે એમ નથી!" આટલું સાંભળતાં સાંભળતાં લેખકથી મોટેથી રડી પડાયું, અને બેઠેલા સૌની આંખમાંથી પણ પાણીના ઓઘ ઉભરાવા માંડ્યા. અંહિથી ડાહીગૌરી દોડી આવ્યાં, તે લેખકને માંહે લઇ ગયાં ને પૂછવા લાગ્યાં, "ભાઇ રાજુ! શા માટે આમ રૂએ છે? તને શું થાય છે?" નરભેરામે આવીને ગદગદિત કંઠસ્વરે બધી વાત સમજાવી તો એ સિંહનારી છંછેડાઇને ગર્જના કરી બોલીઃ "તમે બધા આ શું કરવા બેઠા છો? મારા ઘરની દીનતા કોણે જાણી ને કોણે માની લીધી? મારો રાજા કોઇનો દાસ છે નહીં, ને થશે પણ નહીં! ને જો કદાપિ કાળચક્ર એમ જ ફરી ગયું તો તે ક્ષણથી હું તો એ દૈવી પુરુષની સેવા માત્ર કરવાને જીવન ટકાવી રાખીશ, પણ આ નિષ્ઠુર સંસારથી વિરક્ત સાધ્વી થઇ તપશ્ચર્યા માત્ર જ મારો ધર્મ સ્વીકારીશ. એ મારી સિદ્ધાંતરૂપ પ્રતિજ્ઞા છે. મહેતાજી! તમે કવિ પાસે જાવો; તેમનો આત્મા બહુ સંતાપમાં હશે. બીજાઓ ઉઠી જાય એટલે હું પણ ત્યાં આવું છું ત્યાં સુધી હું અહીં રાજુને લઇને બેસી રહું છું, તમે જાઓ દિવાનખાનામાં!"

આ સમય લગભગ દીવા વખતનો હતો. સાતેક વાગે સૌ મ્લાનવદને છુટા પડયા, મંડળ વિખેરાઇ ગયું, ને લેખકને તથા જયશંકરને સાથે લઇને ગંભીર પણ પ્રસન્ન ચહેરો રાખીને દેવી ડાહીગૌરી કવિ પાસે આવ્યાં, ને અગાધ પ્રેમ ને નિઃસીમ સ્નેહથી ઉભરાતું હૃદય જાણે અમૃતનો વરસાદ વરસાવતું હોય એવી મધુર દિવ્ય વાણીથી કવિને કહેવા લાગ્યાં; "કેમ કવિ! આજે હજી દૂધ પીવાને અંદર આવ્યા જ નહીં? હું તો આ રાજુ ઓચિંતો રડી પડયો તેને ઘરમાં લઇ ગઇ, ને તમે આવશો એમ રાહ જોઇને બેસી રહી, આ બધું શું છે આજે? વાળુનો વખત થવા આવ્યો છે તેથી દૂધ વાળુ વખતે જ લેવાશે કે કેમ તે પૂછવા આવી છું." જરા સ્મિત સાથે કવિએ ડાહીગૌરી તરફ જોયું ને બોલ્યાઃ "શાબાસ મારી ડાહી! તું ડાહી પણ સિંહણ છે હો! આટલા નાના સરખા નાજુક દેહમાં આવો પ્રબળ આત્મા વસતો હશે એમ કોણ કલ્પી શકે? છતાં હું તો તે જોઈ તથા જાણી ચૂક્યો છું. તું બધું જ જાણે છે, ને મને શું પૂછે છે? તારો રાજા આજે દાસ થવાની ખટપટમાં પડયો છે. સૌની જ એમ મરજી છે તો હું પણ હવે એ વિષયમાં પરાધીન થઇ બીજાની મુરલીના

નાદ પ્રમાણે નાચતાં શીખીશ, જોઇએ છીએ. ભગવાનની લીલા જ્યાં દોરે, ત્યાં અભિમાન મૂકી, દોરાવું, એ પ્રત્યેકનો તેમ મારો પણ પ્રાપ્ત ધર્મ છે." સ્નેહાળ ડાહીગૌરી શાંતિથી સાંભળી રહ્યાં, કશો ઉત્તર નહીં આપતાં કવિનો હાથ પકડી ઊભા કરવા જતાં હોય એમ ઊભાં થયાં એટલે સૌ જ ઉઠ્યા ને વાળુ કરવા ગયા.

## નોકરીનો સ્વીકાર

સાત દિવસમાં બધું નક્કી થઇ ગયું, ને કવિ સવારમાં દશ વાગે જમીને કપડાં પહેરી ધર્મખાતાની ઓફીસમાં જવા સિપાઇ સાથે નિકળ્યા. ભીમભાઇ, ખાપર્ડે વગેરે હાજર હતા, ને કવિએ તેમને સંબોધીને કહ્યુંઃ "ભાઇઓ! શું જુઓ છો? આજે ચોવીસ વર્ષે ટેક મૂકીને હું નોકરી કરવા જાઉં છું? ચોવીસ અવતારે પણ લજ્જા રાખી નથી, તો હું કોણ માત્ર? 'કેમ રાજ મૂકી નોકરી કરૂં?' એ ગાનાર પણ હું જ કોઇ વખત હતો! છતાં અભિમાન મૂકી નિરભિમાન થવું એ જ જીવનનું ઉચ્ચ શિક્ષણ, ને સત્ય વિજયનો પરિપાક છે!" આટલું બોલી એકદમ દાદર ઉતરી પડ્યા, ને ટ્રામમાં બેસીને કોર્ટની ઓફીસમાં ગયા. લેખકને અહીં જણાવવાની જરૂર પડે છે કે, કાળગતિમાં દોરવાઇને સૌ જ આથી નિશ્ચિંત ને પ્રસન્ન હતા, માત્ર ડાહીગૌરી જ અપ્રસન્ન હતાં.

## ઉત્તેજન આપવાનો કવિનો સ્વભાવ

બધો તંત્રનિર્વાહ હવે જુદે ક્રમે ચાલવા માંડ્યો, અંતરવ્યવસ્થામાં કેટલોક ઘટતો ને જોઇતો ફેરફાર થયો. અઢાર વર્ષની તરૂણાવસ્થામાં આવી મેટ્રીકની તૈયારીમાં તેમજ ગટૂલાલજીની વિદ્યાલક્ષ્મી પાઠશાળામાં કૌમુદી કાવ્ય નાટકાદિક શીખીને આગળ સંસ્કૃત વાંચવા રાજારામ શાસ્ત્રી બોડસ પાસે લેખક જતો થયો હતો. એક બાજુએ બુદ્ધિ પરિપાકની અનુકૂળતા હતી, ને બીજી તરફથી કવિના આગ્રહથી કીસનદાસ બાવાએ લેખકના શરીરને પણ કસરતી તાલીમ આપવા માંડેલી તેથી શરીર પણ સારૂં દ્રઢ ને કસાયલું ચંચળ બનેલું. સાક્ષર મણિલાલ તેવામાં મુંબઇની શાળાઓના ઇન્સ્પેક્ટર નિમાયા હતા, અને 'ઉત્તરરામ ચરિત' છપાવી 'કાંતા' તૈયાર કરી પ્રેસમાં મોકલેલું અને તેનો ખાનગી પ્રયોગ કરવાની પ્રવૃત્તિ ચલાવેલી. કવિની અનુમતિ લઇને લેખકને 'સુરસિંહ'નો ભાગ ભજવવા રોજ પોતાને ઘેર લઇ જવાનું નક્કી કર્યું, ને ત્યારથી તેમની સાથે સંબંધ વધતો ગયો. વધારે ઉંડી પિછાન થતાં મણિલાલે કહ્યું કેઃ "કોઇ નાટકનું ભાષાંતર કરો." લેખકે 'નાગાનન્દ' પોતાને ગમે છે, એમ જણાવતાં તે કઠિન છે, છતાં થાય તો બહુ જ ઉત્તમ

કામ કર્યું ગણાશે, એવું ઉત્તેજન મળ્યાથી છાના છાના તે લખવા માંડ્યું. ઉત્તરરામ વાંચ્યા પછી સ્વાભાવિક ઊર્મિ તો પ્રથમ ઊઠેલી જ હતી, ને આવું ઉત્તેજન મળ્યું એટલે કામ બહુ ત્વરા ને ઉલટથી વધવા લાગ્યું. ૧૮૮૩માં ભાષાંતર પૂરૂં થયું, પણ કવિને બતાવવાની હિંમત લજ્જાભીરૂત્વને લીધે થાય જ નહીં. છેવટે મણિલાલે કવિને કહી દીધું, ને એક રવિવારને દિવસે કવિ બોર્ડીંગ સ્કુલની યોજના ઘડવા બેઠેલા ને લેખકના ભણી જોઇ પૂછ્યું: 'રાજુ! એલ્ફીનસ્ટન હાઇસ્કુલમાં ફી તથા પુસ્તકો મળીને તને વાર્ષિક ખર્ચ કેટલો આવે છે?' લેખકે યથોચિત ઉત્તર આપીને હિંમત પકડી કહી દીધું કે, 'કવિ! મારે આજે તમને કંઇ બતાવીને પૂછી લેવું છે ને મણિલાલ કહેતા હતા કે મેં કવિને કહી રાખ્યું છે, પણ હમણાં તો તમને જરા પણ નિરાંતે બેઠેલા જોયા જ નથી માટે આજે જો વખત હોય તો કહેશો ત્યારે પૂછી જોઇશ.' કવિ સમજી ગયા અને પોતાની પાસેના કાગળો ઊંચા મૂકી કહ્યું: 'આવ હમણાં જ, શું છે તે પૂછ ને બતાવ, મને નીરાંત છે.' લેખકે લખેલું નાગાનંદ લાવીને પાસે મૂક્યું, ને કવિએ તુરત હાથમાં લઇ વાંચવા માંડ્યું. અર્ધોક કલાક વાંચ્યા પછી જરા સ્મિત સાથે પૂછ્યું: 'ક્યારે લખવા માંડ્યું? મને જણાવ્યું પણ નહીં? વાહ રે, તું પણ કવિ થવાનો કે શું? શ્લોક વગેરે તો બધા નિયમમાં છે. પણ ભાષાને શૈલીમાં તું મારૂં અનુકરણ આવું કરશે, એમ તો મેં ધારેલું નહીં જ. તારૂં વય ને તૈયારી જોતાં તેં ઘણું સારૂં કામ કર્યું છે, પણ ભાઇ! આથી પૈસા મળવાના નથી હો? આ સમયની રૂચિ જુદી જ છે, માટે નિરાશ થવું હોય તો તેની તૈયારી કરીને પછી આવો પ્રયાસ કરજે. આજ રાત્રે વાળુ કર્યા પછી હું બધું બરાબર વાંચી જોઇશ, ને પછી તારે જે પૂછવું હોય તે પૂછજે; હું પણ જોઇતી સૂચના આપીશ.' વધારે કંઇ નહીં કહેતાં લેખકે માત્ર આટલું જણાવ્યું કે, 'મણિલાલનું ઉત્તરરામ છપાઇને બહાર પડ્યું, ને મને પણ ઊર્મિ થઇ હતી, તેમાં મણિલાલે જ હિંમત ને ટેકો આપ્યાં. પાઠશાળામાં 'નાગાનંદ' શીખ્યાથી મને એ બહુ જ ગમી ગયું હતું, તેથી તેનો જ આરંભ કર્યો. તમારી સલાહ નહીં લીધી તેમાં લજ્જા ને ભય બંને કારણ છે. ભય એવું કે કદાપિ કામ ન જ બની શક્યું તો શી સ્થિતિ? અર્ધું થયું ત્યાં સુધી પણ પ્રતીતિ નહીં કે પૂરૂં કરી શકીશ. છપાવીને પૈસા મેળવવાનો હેતુ જ નથી. પિંગળપ્રવેશ બરાબર વાંચેલો તેથી શ્લોકો તો નિયમસર હશે, પણ રસપ્રવાહ ને શબ્દપ્રસાદ એકદમ તો ક્યાંથી આવે? છતાં વાંચ્યા પછી જેમ કહેશો તેમ કરીશ. બાપુ પણ હજી જાણતા નથી!'

રાતે વાળુ કર્યા પછી મૂળ 'નાગાનંદ' લઇને ભાષાંતર જોવા માંડ્યું. લેખકના તીર્થરૂપ વગેરેને કવિએ આગળથી જ જણાવ્યું હશે, જેથી તે

પણ ત્યાં જ બેઠા હતા. ડાહીગૌરી પણ કાંઇક ટોળ કરતાં હોય તેમ ત્યાં આવીને બેસતાં બેસતાં બોલ્યાં: 'આજ તો રાજુનો નાટક જોવાય છે તો હું પણ બેસું કે કવિ?' કવિએ લેખક ભણી સ્મિત સાથે જોયું ને ડાહીગૌરીને 'હા' કહી. દોઢેક કલાકમાં બધું વાંચી લીધા પછી લેખક પાસે ચાર પાંચ શ્લોકો ગવરાવ્યા તેમાં 'દષ્ટા દષ્ટિ કરે,' 'નિદ્રામાંથી ઝટ જગાડી મધુકરને, તથા 'પિતા ખોયો ધૈર્ય' એ મુખ્ય હતા. સૌ ખુશ થતાં દેખાયાં ને કવિ બોલ્યા: 'રાજુ! તારા બાપુને મેં જ જણાવ્યું છે, તારો પ્રયાસ સ્તુત્ય છે ને તેથી જ હું કહું છું કે, આથી ફુલાઇ જઇશ નહીં. હજી એમાંથી ઘણા દોષો વખત જતાં દૂર કરવાના છે, પણ હાલમાં જે નવા લેખો લખાઇને છપાય છે તે બધામાં 'તારૂં કામ સારૂં ઊંચું' ને ઠરેલ છે. 'વિદ્યાલક્ષ્મી'નો તેં આવો સારો ઉપયોગ કરીને લાભ લીધો છે, એમ અમે જાણતા નહોતા. વખત વગેરેની અનુકૂળતાએ છપાવવામાં કોઇ બાધ નથી, જોઇશું!'

### અંતકાળ

૧૮૮૫ ના જાનેવારીમાં લેખક એલ્ફીનસ્ટન કોલેજમાં કવિની ઇચ્છાથી દાખલ થયો, ને કવિએ એક સત્રની ફી, પુસ્તકો વગેરેની વ્યવસ્થા કરી. ફેબ્રુઆરીથી જ એમની પ્રકૃતિ શિથિલ થવા લાગી. મુખ્ય કારણ અંતર્ગત જ હતું, અનિચ્છાએ નોકરી સ્વીકારી તે. બાહ્ય કારણોમાં એ કે ઘણા વખતથી નિર્માણ કરવા ધારેલી શેઠ ગો. તે. બોર્ડીંગ સ્કુલની યોજના કરવામાં કવિ રાતે ત્રણ વાગા સુધી જાગતા, સવારે પાંચ વાગામાં પાછા ઊઠતા, ને કામે બેસતા, ઓફીસનું રોજનું કામ ઓફીસમાં કરવાનું હતું જ. માનસિક ને શારીરિક શ્રમ અતિ ઉગ્ર પ્રમાણમાં વધી પડયો, અન્ન પર અરૂચિ થઇ, ને શરીર નિર્ગત થવા માંડયું. ઘણી વાર તો બેઠાં બેઠાં કે ઊભાં ઊભાં ચક્કર આવી જતાં, ભ્રમણ જેવું થઇ જતું, ને બે વાર તો પડી પણ ગયલા. એપ્રીલમાં તો બધા સંધિઓ જ નિર્ગત સ્તબ્ધ થઇ જતાં ઊભા નહીં થવાય એવી સ્થિતિ થઇ ગઇ. પણ બોર્ડીંગ સ્કુલ શરૂ થઇ ગઇ એ વાતનું સ્મરણ કરી કવિ તે આનંદમાં પોતાનું શારીરિક દુઃખ અસહ્ય હોવા છતાં ગણતા નહીં. ડૉ. બાલચંદ્ર વગેરે બહુ બહુ યોજના કરે પણ કવિના શરીરમાં કાંઇ સુધારો થાય જ નહીં. ઉનાળાની રજા હોવાથી લેખકે કવિની પાસે જ આખો દિવસ રહેવા માંડયું, ને મુંબઇમાંથી બહારગામ (સુરત તરફ) જવા ના કહી ત્યારે આગ્રહથી કવિ બોલ્યા: હું પણ થોડા વખતમાં સારો થઇ વિશેષ રજાનો બંદોબસ્ત કરીને હજીરે રહેવા આવવાનો છું ત્યારે મારી પાસે જ તને રાખીશ.' લેખક તો સુરત ગયો, પણ દુર્ભાગ્યે કવિને સારા થઇ હવાફેર કરવા આવવાનો વખત આવવાને બદલે

મે મહીનાની આખરે ડાહીગૌરીના હાથનો પત્ર આવ્યો કે, 'હજી કવિને કંઇ સારૂં થતું નથી. ઉત્તરોત્તર શિથિલપણું વધતું જાય છે; માટે હવે તું ઝટ મુંબઇ આવજે.' જુનના આરંભમાં લેખક મુંબઇ આવ્યો, કોલેજના વર્ગો શરૂ થયા, પણ લેખકે કોલેજને અને સાથે સાથે સંસ્કૃત અભ્યાસને તેટલા વખત માટે તો તિલાંજલિ આપી ને કવિની પાસે જ તે રહેવા લાગ્યો. છેક સપ્ટેમ્બરમાં એક દિવસ કવિએ પૂછ્યું: 'કેમ રાજુ કોલેજમાં છેક જતો જ નથી કે શું?' લેખકે કવિને સામે જોયા વગર જવાબ આપ્યો; 'આવતા વર્ષથી ઠીક લક્ષ દઇને અભ્યાસ થશે. આ વર્ષ મારૂં ચિત્ત બરાબર લાગતું નથી.' કવિ સમજી ગયા હોય તેમ ફરીથી એ સંબંધી બોલ્યા જ નહીં.

### કવિના છેવટના શબ્દો

૧૮૮૬ ના ફેબ્રુઆરીના મધ્યમાં શિવરાત્રિ આવતી હતી! આગલી રાત્રે કવિએ લેશમાત્ર પણ નિદ્રા લીધી નહતી. લેખક લગભગ બે વાગા સુધી ડાહીગૌરીની સાથે વાત કરતો, ને વચમાં વચમાં કવિને ચમચાવડે દૂધ આપતો બેઠો હતો. એટલે કવિએ સહેજ પુછ્યું: 'કેટલા વાગ્યા હશે?' સુભદ્રાગૌરી થોડે છેટે એક બિછાના પર વાંચતાં સુતાં હતાં તેમણે કહ્યું: 'બેના ટકોરા સાંભળવાને અર્ધોક કલાક થયો.' કવિએ કહ્યું: 'ઠીક, પણ તમે બધાં હજી સુતાં કેમ નથી?' ડાહીબાએ કહ્યું: 'વાતમાં પડયાં, ને તમે પણ આજે ઊંઘતા નથી, તો તમારી સાથે વાત કરવાનો આનંદ મળે છે તેથી કોઇને ઊંઘ આવતી નથી. માટે જ જાગીએ છીએ. ભાઇ રાજુ! તું હવે સુઇ જા.' એટલે કવિ બોલ્યા: 'રાજુ! કાલે તો શિવરાત્રિ છે. તે બધાં જ કરીશું. તું ને ડાહીગૌરી તો કરો જ છો, પણ કાલે તો હું, બક્કો ને સુભદ્રા પણ કરીશું.' બીજું કોઇ કંઇ બોલ્યું નહીં જેથી ફરીથી કવિ તુરત બોલ્યા: "કેમ બધાં ચુપ થઇ ગયાં? મારે હમણાં રોજ ઉપવાસ જેવું જ છે, પણ કાલે સવારમાં સ્નાન કરી થોડીક વાર મારા મૃગચર્મ પર ધ્યાનમાં બેસીશ, ને પછી તમારી સૌની સાથે થોડો ફળાહાર કરીને આપણે બધાં આનંદવિનોદ કરીશું. ખાપર્ડે પુને ગયા છે તે પરમદહાડે આવશે. ડાહીગૌરી, હમણાંની તું બહુ જ ઓછાબોલી થઇ ગઇ છે, પણ કાલે તને જરા પણ બોલવા નહીં દેતાં મારે જ બોલવું છે, ને તારે સાંભળવાનું છે; તેં દેવી ભાગવત પૂરૂં કર્યું કે?" ડાહીગૌરીએ માત્ર 'હા' એટલો ઉત્તર આપીને લેખકને સુઇ જવા ઇશારત કરી, ને તે પોતાની જગાએ જઇને સુતો ને ઊંઘી ગયો. સુભદ્રાગૌરી પણ ઊંઘી ગયાં હતાં. માત્ર ડાહીગૌરી કવિની સેવામાં જાગ્રત હતાં. સવારમાં અગીઆર વાગે બધું ધાર્યા પ્રમાણે

આટોપાઇ ગયું, એટલે કવિએ પોતાના મૃગચર્મ આગળ લેખક, ડાહીગૌરી ને સુભદ્રાગૌરી એ ત્રણેને બોલાવી બેસાડ્યાં. ઘરના ઘાટી સાથે જયશંકર ગેઝેટીયરના કાગળીઆંઓ લઇ ભીમભાઇને ઘેર ગયલો હતો. બેઠા પછી તપ્ત સુવર્ણ જેવી કાંતિવાળી મુખમુદ્રા પર સૂર્ય ચંદ્ર સરખાં બે તેજસ્વી નેત્રો પુરાં ઉઘાડી કવિએ ત્રણે તરફ જોઇ કહ્યું: 'તમે બધાં મારા આત્મિક છો, ત્રેપન વર્ષના વચમાં મેં ઘણુંએ જોયું અનુભવ્યું, ને જગતના અનેક રંગ દીઠાં. તેમ જગતે મારા પણ જોયા. હવે આ દેહ બે ચાર દિવસ રહેવાનો છે એમ હું જાણું છું, પણ તમારે કોઇએ તે સંબંધે જરા પણ ખેદ નહીં કરતાં આજે જે કાંઇક થોડું છેલ્લુંવેલ્લું હું કહું તે સાંભળવાનું છે. જગતના ને સંસારના કડવા મીઠા બધા તમામ સ્વાદો નિસ્પૃહપણે ને નીડરતાથી નાનપણથી જ લેવા એવું મારૂં ભાગ્ય, તેમ જ પ્રકૃતિ પણ પડી ગઇ હતી, પાછળથી તમે પણ તે પ્રસંગોપાત્ત જોઇ હશે. શાસ્ત્રમર્યાદામાં હાલ કોઇ ન્યાતજાત કે વ્યક્તિ છે જ નહીં; મેં પણ મારી બુદ્ધિ જ્યાં જ્યાં જે જે સમયે મને દોરી ગઇ ત્યાં તે સમયે ઝોકાવ્યું, તેનાં સુખદુઃખ અનુભવ્યાં ને ભિન્ન ભિન્ન અનુભવગ્રંથિઓ બાંધતો ગયો. આ બધું મારે માટે તો ખરૂં જ પણ બીજાઓને માટે પણ ઘણું જ ઉપયોગી છે. સમય અવ્યવસ્થિત છે, રાજ્યતંત્ર સમય ને સ્થિતિ સંબંધે નિસ્પૃહ તટસ્થ છે, ને લોકસમૂહ અનર્ગલ સ્વચ્છંદી થયો છે, મારા જેવા સૌ નથી. મારી સ્વચ્છંદી ચેષ્ટાથી, ડાહી! તારા સિવાય બીજા કોઇને મેં ઝાઝું નુકશાન કર્યું નથી. તેં બહુ જ સહન કર્યું. સ્ત્રીસ્વભાવ પ્રકૃતિએ સહનશીલ છે, પણ તેને પણ શોભાવે એવું ધૈર્ય ને શાંતિ તેં અસ્ખલિત જાળવી રાખ્યાં, ને ઇશ્વરભાવે મારી નિરંતર સેવા કરી, એ તારૂં ભીષ્મ ગૌરવ સ્વર્ગની દેવીઓને પણ લજ્જિત કરે એવું હોવાથી જ હું ઘણીવાર તને દેવીને નામે બોલાવું છું. મેં તારો ઘોર અપરાધ કર્યો છતાં તારી શુદ્ધ ભક્તિમાં તેં રજમાત્ર ન્યૂનતા રાખી નથી, એ તારો ઉજ્વળ યશ ને મહિમા તારાં વિશાળ કપાળવાળા તેજસ્વી મુખપટ પર સ્પષ્ટ છાપથી ચિતરાઇ રહ્યાં છે, તે કોઇ પ્રાકૃત જન પણ જોઇ શકે ને નિરભિમાન થઇ તને વંદન કરે એવાં છે. સુભદ્રા! આ તારી તથા સમસ્ત સંબંધી જનની ઇષ્ટદેવી છે. એને જરા પણ દુભાવીશ નહીં; તું સ્વભાવે આકળી છે માટે જ તને કહું છું, એની સેવાથી તું સુખી થઇશ. એટલામાં જ બધું કહી દઉં છું. રાજુ! હાલના અને હવે પછીના યુવકો પાશ્ચાત્ય સામગ્રીના પરિપાકથી બહુ દૂર ઘસડાઇ જવાના છે; માત્ર તું નહીં ઘસડાય તેને માટે મારૂં બધું જીવન સૂક્ષ્મતાથી તારે જોવું, ને ખાસ લક્ષમાં રાખવું, કે આજ સુધીના તમામ તત્વજ્ઞાન ને ધર્મવાદોનું નિષ્પક્ષપાતે સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરી,

અનેક માર્ગોમાં ફાંફાં મારી આખરે હું આર્ય મહર્ષિ મહાત્માઓના સત્યશ્રેયને માર્ગે આવ્યો છું. વ્હેલે મોડે મારી જ પેઠે આખું જગત આમ તેમ અનેક દિશાઓમાં કાલાવધિ પર્યંત અથડાઇ, અફળાઇને એ જ માર્ગે આવવાનું છે—ઘણીએ વાર પૂર્વે આવ્યું છે ને એનું જ નામ કાળચક્રની ગતિ છે, એ ગતિ યથાસ્થિત રીતે જોનારને ભૂત તે ભવિષ્ય ને ભવિષ્ય તે ભૂત છે. માટે આ ઉદાહરણરૂપ ચિત્રપટ સર્દૈવ તારી દૃષ્ટિ આગળ અખંડિત રાખીને જીવનપ્રવાહમાં આગળ ઝોકાવજે. ઘણીવાર તને શંકા થશે, ઘણી વાર મન પાછું હઠશે, ઘણા સ્નેહી મિત્રો તને અજાણ્યે ડાબે જમણે હાથે વાળવા આકર્ષણ કરશે, પણ સનાતન આર્ય ધર્મનીતિ વ્યવહારને કુળમર્યાદામાંથી અંશ માત્ર પણ ડગતો નહીં. જેટલા ડગશે, તેટલું પશ્ચાત્તાપ સાથે પાછા ફરવાનું અવશ્ય નિઃશંક પ્રાપ્ત થશે; અને કદાચ આ જન્મે પાછો ન પણ ફરી શકે, તો અધોગતિ થશે. તારામાં ને બકામાં ભેદ મેં જોયો નથી, ને જોતો પણ નથી. સૌના પ્રારબ્ધસંસ્કાર સૌની સાથે જ ગુંથાઇ રહેલા છે, ને તે જ સૌને સૌની સાથે યથાકાળ યથાયોગ યોજે છે. હમણાં આ જે બોલું છું, તે પણ તેને જ આધીન થઇને! તમે બધાં સુખી રહેવાનાં છો એમ મારો અંતરાત્મા સાક્ષી પુરે છે; માત્ર 'સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ' એ મહાકાવ્ય મેં તમને વિસ્તારથી અનેક છાયાઓમાં સમજાવ્યું છે, તેને જીવનના આચારસૂત્રરૂપે દૃઢ પકડી રાખજો. જય સાંબ સચ્ચિદાનંદ!

આટલું બોલી કવિએ આંખ તથા મોઢું બંધ કર્યાં, પણ બોલતા હતા ત્યારે અક્ષરેઅક્ષરે માત્રાએ માત્રાએ ઉભય નેત્રોમાંથી વિદ્યુત્પ્રવાહ જેવા સ્પષ્ટ ચમકારા નીકળતા ને ઊર્ધ્વગામી થઇને કપાળ તરફ જતા, એ લેખકે તથા ડાહીગૌરીએ સ્પષ્ટ જોયા હતા. ત્રણેની આંખોમાંથી અનેક લાગણીઓથી ઉશ્કેરાયલું લોહી અશ્રુરૂપે સતત વહેતું જતું હતું, પણ કવિનું તે, કે કોઇ પદાર્થ ભણી લક્ષ જ નહોતું. ડાહીગૌરીની મુખમુદ્રા નિત્ય પ્રમાણે શાન્ત તેજસ્વી રહેલી, છતાં પુરું બોલાઇ રહ્યું કે તુરત કવિના પગ પાસે પોતાનું મસ્તક મૂકીને તેમની છાતી ઉપર હાથ ફેરવવા લાગ્યાં. બોલતી વેળાએ શ્વાસ લગભગ બંધ રહ્યાથી તથા ઘણા જોસમાં બોલાયાથી બહુ સુસવાટા સાથે સંભળાય તેમ શ્વાસ લઇને છાતી ઉછળી જતી હતી. એક ગોળ તકીયો કવિની પાછળ મૂકેલો હતો તેના પર આધાર લઇને કવિ બધો વખત બેઠા હતા તેમ બેસી રહ્યા હતા, પણ ડાહીગૌરીને બેઠાં પણ કર્યાં નહિ તેમ હાથ ફેરવતાં અટકાવ્યાં પણ નહીં. લેખકને સુભદ્રાગૌરીએ હાથ ખેંચીને પાસેના ઓરડામાં બોલાવી લીધો, ને કહ્યું: 'તું એક તાર તારા બાપુ ઉપર રાંદેર કરી દે, કે તે અથવા નરભેરામ એકદમ મુંબઇ

આવે, ને પછી દોડતો ખાપર્ડેના મુકામ પર જઇને પૂછી આવ કે, 'ખાપર્ડે કાલે સહવારમાં પુનેથી આવવાના છે એવો તાર તેમને મળ્યો છે કે નહીં.' થોડી વારમાં લેખક એ કામથી પરવારીને પાછા આવીને જુએ છે તો કવિ પોતાના નિત્યનાં બિછાના પર સુતેલા હતા, ને ડાહીગૌરી એક ચમચાવડે તેમને થોડું દૂધ આપતાં હતાં. તે કવિ આંખો બંધ રાખીને ધીમે ધીમે લેતા હતા.

ઉપરનો બનાવ બન્યા પછી બે કે ત્રણ દિવસે ખાપર્ડે ભીમભાઇ પાસેથી ગેઝેટીયરના કામના બદલા તરીકે સરકારે આપેલા રૂપીયા લઇ આવ્યા, ને કવિએ તે નાણાંથી, તથા સુરત આમલીરાનમાં આવેલા પોતાના રહેવાના ઘરની કીંમતમાંથી બે મુંબઇના ગરીબ વિદ્યાર્થીઓને આશ્રય આપવાની રકમ જુદી રાખીને સુરતના એક પરભુ(રામ) મ્હેતાનું દેવું અપાવ્યું. બીજાં પરચૂરણ દેવાનો તો પ્રથમથી જ નિકાલ કરી નાંખ્યો હતો. ખરી સ્થિતિ તો હરિ જાણે, પણ સુભદ્રાગૌરીના કહેવાથી લેખકે જાણ્યું હતું કે કવિને તે પછી કોઇનું ઋણ આપવાનું રહ્યું નહતું, અને સમસ્ત ગુજરાતનો આ પુરૂષસિંહ સમયવીર સાહિત્યસૂર્ય અનૃણી છે, એ જાણીને લેખકને જે પરમ સંતોષ થયેલો તેવો તેના અત્યાર સુધીનાં આખા જીવનમાં બીજે કોઇ પ્રસંગે થયો નથી.

## મરણ પછી

હવે માત્ર એક જ વાત જીવન સંબંધી કે જીવન પછીની શેષ રહી છે, તે એ કે તા૦ ૨૬–૨–૧૮૮૬ ને દિવસે બપોરે એમનો દેહોત્સર્ગ થયો, ત્યારે મુંબઇમાં વસતા લગભગ બધા જ સુરતવાસી નાગરો સ્મશાન જવામાં ભેગા થયા, અને તેમાં સુરતની જ્ઞાતિ શું કરશે કે કહેશે તેની પરવા રાખી નહોતી. એમાં અગ્રેસર હોવાનું માન સ્વર્ગસ્થ સોમનારાયણજીને ઘટે છે. પ્રથમ તો સૌને કાંઇક સંકોચ જેવું લાગેલું, કેમકે કવિ સુરતની નાગર ન્યાતની બહાર હતા, જો કે એમને ઘેર ઘણા નાગરો પ્રસિદ્ધ રીતે આવતા જતા, વ્યવહાર રાખતા, ને જમતા. આ પછી થોડા જ વખતમાં એમના ઇષ્ટ મંડળોમાંના શિષ્ટ જનોએ ખાનગી રૂપમાં એક સ્મારક ઉભું કર્યું. જેનાં નાણાંની રકમ મુંબઇમાં દેસાઇજી હરિપ્રસાદની પેઢીમાં જમા થઇ હતી, અને તેનું વ્યાજ નિયમિત રીતે કવિના કુટુંબને પ્રતિમાસે મળતું. એવી આવકની તથા ઘરની બીજી સમગ્ર વ્યવસ્થા સુભદ્રાગૌરી કરતાં, ડાહીગૌરીનું ત્યાર પછીનું જીવન શુન્ય જેવું, શુદ્ધ વૈરાગ્ય ભક્તિમાં નિમગ્ન છેવટ સુધી એકરૂપે રહેલું, એ લેખકે સંપૂર્ણ રીતે જોયું અનુભવ્યું હતું. ગુજરાતની પ્રજાએ કવિની યોગ્યતા ને ઔચિત્ય પ્રમાણે કાંઇ પણ હજી કર્યું નથ

નથી. એ સદાને માટેનો પ્રજ્વલિત દોષ ધોઇ નાખવો, એ ગુજરાતની સમસ્ત પ્રજાનો, ને સાક્ષરો કે અગ્રેસર મંડળો ને આવી પરિષદોનો અવશ્ય ધર્મ છે.* જેમ 'Addison 'Father of English Prose' મનાયો છે, તેમ જ અથવા તેથી પણ વધારે સત્યતાથી કહી શકાય કે, નર્મદાશંકર ગુજરાતી ગદ્યનો ખરો પિતા હતો, ને અત્યારનું ગુજરાતી સાહિત્ય કે અત્યાર પછીનો સાહિત્યસંદર્ભ માત્ર નર્મદને જ ઘણે અંશે આભારી છે એ નિર્વિવાદ છે.

## પ્રેમાંજલિ

હવે દિગ્દર્શન કરી પ્રેમાંજલિ આપવાનું છેલ્લું કર્તવ્ય લેખકને અવશિષ્ટ રહ્યું છે, તે કરતાં પ્રથમ તો સ્વાભાવિક રીતે થોડું પ્રસંગોપાત્ત વિવેચન કરવાની જરૂર છે. પોતાના લેખમાં પોતાની હૃદયગત આદર્શરૂપ મૂર્તિને આલેખે તે કવિ ને એવી કૃતિ, તે તેનું કાવ્ય; પછી તે પદ્ય હો વા ગદ્ય હો. એ મૂર્તિઓ આલેખવામાં પોતાના ચાતુર્યનૈપુણ્યથી જેટલું ને જેવું સાદૃશ્ય સૌન્દર્ય લાવીને સામાના હૃદયતારને તન્મય બનાવી રસાસ્વાદ જેટલે અંશે કરાવી શકે, તેટલે અંશે તેના કવિત્વની ઉચ્ચતા ને સાફલ્ય. વીર નર્મદે પોતાના સાક્ષર જીવનમાં પ્રત્યેક નાની મોટી પ્રસાદરૂપ કૃતિમાં પૃથક્ પૃથક્ મૂર્તિરૂપ-ભિન્ન ભિન્ન અવયવો, ઘડી ઘડીને-એ પ્રત્યેક કૃતિમૂર્તિના બનેલા અવયવોમાંથી પ્રતિફલિત પોતાની આધ્યાત્મિક રસભીની અક્ષય્ય પ્રતિમા ગુજરાતની રસિક વિવેકી પ્રજાની નિરંતર સ્નેહમય પૂજાને માટે નિર્માણ કરીને વારસામાં અર્પણ કરી છે. સતત વિદ્યાવિનોદી પ્રકૃતિ, દૃઢ સત્યનિષ્ઠા, સ્પષ્ટવાદીપણું, નીડર ને ઉંચું ટેકીપણું, માર્મિક તથા રસાર્દ્ર સહૃદયતા, નિરંતર પ્રજ્વલિત ને ધીટ દેશદાઝ, ને વિચારવીરત્વ સહસ્રાવધિ ઉચ્ચ ગુણોનો સંદર્ભ, ક્ષણે ક્ષણે ક્ષુલ્લકમાં ક્ષુલ્લકથી ભવ્યમાં ભવ્ય પ્રસંગોમાં કવિના જીવનમાં પ્રતીત થયો છે. આવા સમયવીરની પ્રસાદી રૂપ અક્ષય જીવન મૂર્તિનું યથારૂચિ યથાશક્તિ પ્રેમાર્ચન પ્રજામંડળ સ્નેહ ગલિત હૃદય નિત્ય નિત્ય કરીને આત્મજીવનના અનેક તરંગમય પ્રવાહમાં સુખરૂપ માર્ગ ગ્રહણ કરી કૃતકૃત્ય થાઓ, ને કવિનું ઉચ્ચપ્રતિષ્ઠ જીવન તેમાં જ સફળતા પામો. તથાસ્તુ.

---

*કવિ નર્મદશતાબ્દી સન ૧૯૩૩ માં ગુજરાતભરમાં ઉજવી, ગુજરાત કંઈક ઋણમુક્ત થયું. સંપાદક-"ગુજરાતી."

## વિરામ ૪ થો-પ્રકીર્ણ લેખસંગ્રહ

### (૧)

### નાગરોનો ઇતિહાસ*

કવિ નર્મદાશંકર લાલશંકરે ઉજ્જનના ગોર વિઠ્ઠલનાથજીના ચોપડામાં જે લખી આપેલું તે નીચે પ્રમાણે છે.

૧ ઉજ્જનવાસી શુકલ વિઠ્ઠલજી તીર્થગોરે પોતાનો ચોપડો દેખાડ્યો. તેમાં દવે નારાયણજી કૃષ્ણદેવ મારા વડીલનું નામ છે. જેમ બીજાઓએ કંઇક કંઇક લખી આપ્યું છે, તેમ તમે પણ મારા સ્મરણને માટે કંઇ લખી આપો, એવા તેના આગ્રહ ઉપરથી હું થોડીએક હકીકત નાગર સંબંધી લખું છઉં. મારા ને મારા કુટુંબ સંબંધી તો છપાયલું બહાર પડશે જ.

*[ નોંધઃ પ્રથમ આ લેખ "ગુજરાતી" પત્રના દીવાળીના ખાસ અંકમાં ઇ. સ. ૧૯૨૩ માં છપાયો હતો. તે સ્વ. તનસુખરામ ભાઇએ નાગરોના ઉજ્જનના વિઠ્ઠલજીના ચોપડામાંથી ઉતારેલો, તે તેમણે બીજી નકલ કરીને અમને છાપવા આપેલો. આ લેખથી વાંચનારના મગજ ઉપર એવી અસર થાય છે કે કવિ નર્મદાશંકર અમુક વર્ષમાં ઉજ્જન યાત્રાએ ગયેલા ત્યાંના તીર્થ પુરોહિત વિઠ્ઠલજીને તેના ચોપડામાં નિયમ પ્રમાણે પોતાની સહિ આપતી વખતે નાગરજ્ઞાતિનો ઇતિહાસ પોતાની જાણ પ્રમાણે લખી આપેલો હશે. પણ કવિ નર્મદાશંકરના કાગળો તપાસતાં એમ સ્પષ્ટ જણાયું છે કે કવિ કદી ઉજ્જન ગયા નથી, પણ નાગર જ્ઞાતિના ઉજ્જનના ગોર સં. ૧૯૩૦ માં સુરત આવેલા ત્યારે ત્યાંની નાગર જ્ઞાતિએ ચોપડા તપાસી તેનું પુરોહિતપણું માન્ય રાખેલું અને તેની માંગણી ઉપરથી કવિ નર્મદાશંકરે અને બીજાઓએ નાગર જ્ઞાતિનો ઇતિહાસ અને બીજી વિગતો લખી આપેલી. તે ઉપરાંત વિઠ્ઠલજી ગોરને એક ઉઘરાણું કરીને સુરતની આખી નાગર જ્ઞાતિના આગેવાનોએ સત્કાર કરેલો હતો, એમ કવિના કાગળો તપાસતાં જણાય છે. કવિના સુધારા તરફ ઝોકના વિચારો અને ચળવળ કેટલાક જુના વિચારના સ્વ. કૃષ્ણશંકર લાલશંકર પંડ્યા વગેરેને પસંદ નહિ પડવાથી તેઓએ તેમાં ભાગ લીધેલો નહિ, એટલું જ નહિ પણ કવિના અને બીજાઓના લખાણને વખોડી નાંખનારૂં લખાણ સ્વ. કૃષ્ણશંકરે ગોરના ચોપડામાં લખી આપેલું, જેની નકલ પણ કવિના કાગળોમાં છે. આ વિઠ્ઠલજી ગોર તે પછી સુરત છોડી ગુજરાત, કાઠિયાવાડમાં પોતાના યજમાન વર્ગમાં ફરી આવેલા અને તેઓની પાસેથી પણ નાગરો સંબંધી હકીકત લખાવી લીધેલ એમ પણ જણાય છે. તેમાંથી સ્વ. મણિશંકર જટાશંકર કીકાણીનો પણ એક લેખ હતો. આ લેખ પણ 'ગુજરાતી'ના દિવાળીના અંકમાં છપાયો છે. કવિ વિરોધી બળ કેવું હતું તેનો ખ્યાલ આવવા માટે અમે રા. કૃષ્ણશંકર લાલશંકર પંડ્યાનો લેખ આ પુસ્તકમાં છાપેલો છે. સંપાદક]

૨ સૂર્યવંશી કનકસેને સંવત-૨૦૦ માં વડનગર વસાવ્યું. સંવત ૨૮૩ માં વડનગરમાં રહેતા બ્રાહ્મણોએ અથવા એમાંના મોટા સમુદાયે બીજા બ્રાહ્મણથી શ્રેષ્ઠ છે, એમ જાણી પોતે નાગર નામ ધારણ કર્યું, અથવા ત્યાંના સઘળા અથવા કેટલાએક બ્રાહ્મણો નાગર શબ્દે ઓળખાવવા લાગ્યા. નગરમાં રહ્યા તે નાગર અને ગામડાંના લોક કરતાં શહેર નગરના લોકમાં જ્ઞાન, વિચક્ષણતા ને સુઘડતા વિશેષ હોય છે, તેથી નાગર શબ્દ ચતુર શબ્દનો પર્યાય છે. સંવત ૪૨૪ માં કોઇ બહારના યવનો વડનગર ઉપર તુટી પડ્યા, ત્યારે ૫૦૦૦ નાગર બ્રાહ્મણોએ ક્ષત્રીનું કામ કરી કુળ રાખ્યું, ધર્મ રાખ્યો ને દેશ રાખ્યો. એ પ્રસંગે બ્રાહ્મણથી ક્ષત્રીનું કર્મ કેમ થાય તેને માટે મોટો વિચાર થઇ પડયો હતો ને છેવટે નક્કી થયું હતું કે બ્રાહ્મણ ને ક્ષત્રીમાં ભેદ નથી, તે એક જ છે. સંવત ૬૪૫ માં કોઇ યવનના ઉપદ્રવથી (પારથીયન અથવા હૂણ જાત હશે–વલ્લભીપુર તૂટયું તે વખતમાં) ઘણાક નાગરો પાટણ જઇ રહ્યા. વડનગરવાળા આભ્યંતર ને પાટણ ગયા તે અધવાસ કહેવાવા લાગ્યા; કેટલાંએક વરસ પછી.

"ક્ષત્રીવટ જે ધારી નાગરે, તે રાજ્યઅંશી થઇ રહ્યા,"
"કેટલાક બીજા રહ્યા તે, વ્યાપારને વશ થઇ રહ્યા,"
"વ્યાપારનો ઉદ્યમ કરે તેનું, ગૃહસ્થ નામ ન્યાતે ધર્યું,"
"બીજા બ્રાહ્મણ વેદમૂર્તિ, એ ત્રિવિધિ નામ કુળમાં કર્યું."

સંવત ૯૩૬ માં વિસલદેવ રાજાનો પ્રતિગ્રહ કરવાથી વડનગરા, વિસલનગરા, સાઠોદરા, પ્રશ્નોરા, કૃષ્ણોરા અને ચિત્રોડા એવા છ ભેદ થયા. સંવત ૧૨૭૨ માં ગોરીશા (શાહબુદીન ગોરી)ના ત્રાસથી વડનગર બીજી વાર ભાગ્યું, તેમાં બે હજાર નાગર જુનાગઢ ગયા ને એઓને ત્યાંના નોંઘણ રાજાએ રાજકાજનો ભાર સોંપ્યો. તે જ વખતે હજાર નાગર ઇડર પણ ગયા. એઓ અમદાવાદી અધવાસ પદ પામ્યા, ને સોરઠી બે હજારની આભ્યંતર પદવી રહી. સંવત ૧૭૮૨ માં દક્ષિણને ત્રાસે સર્વે નાગર નગરની આશ મુકીને નીકળ્યો. તે ઇડર, વાસંભ, વાંસવાડું, ડુંગરપોર, પાટણ, કાશી ને મથુરાં ગયા.

૩ કુળ કથા—એક પ્રસંગે કાશીનો એક ઢેડ વડનગરના નાગરની કન્યાને પરણ્યો હતો ને એને છોકરાં થયાં હતાં. તે વાત પછવાડેથી માલમ પડયેથી તે સ્ત્રી પોતાનાં છોકરાં સહિત બળી મોઇ હતી. (એ પ્રસંગનું સ્મરણ હજી પણ નાગરોમાં શુભ કાર્યમાં થાય છે.) એ બનાવથી નાગરી નાતના બ્રાહ્મણોએ પેલી બાઇનાં સગાંઓને ન્યાત બહાર મૂક્યાં, એથી ન્યાત બહાર રહ્યા અધવાસ અને ન્યાત બહાર મૂકનાર આભ્યંતર કહેવાયા, જુનાગઢવાળા વ્યાપાર ઉદ્યમ કરનાર ગૃહસ્થના વંશના છે. સીપાઇ નાગર કહેવાય છે કે જેમણે ક્ષત્રી કર્મ કર્યું તે; તેઓ નાગરોના વંશના નથી પણ અધવાસમાંના છે. દયા બહાદુર સીપાઇ નાગર હતા. કૃષ્ણોરાનો વંશ નથી.

૪ હાલના વડનગરા બ્રાહ્મણો પોતાના ગૃહસ્થો તરફથી પૂરો આશ્રય ન મળવાથી વાણીઆઓના પ્રતિગ્રહ કરતા થયા છે, તેમાં કેટલાક તો નિત્ય વાણીઆઓની યજમાનવૃત્તિ કરે છે. સુરતમાં ગૃહસ્થો ભિક્ષુકને હલકા ગણે છે. ભિક્ષુકો જજમાનીઓને હલકા ગણે છે.

૫ ગોરને મોહડેથી ખંડવાના નાગરો વિશેની વાત સાંભળીને હું ઘણો જ દિલગીર થયો છું કે, ત્યાંના ઘણાક હળ ખેડવાનો, કાવડથી પાણી ભરવાનો ને દક્ષણીઓનાં અજીઠવાડ સાજવાનો હલકો ઉદ્યમ કરે છે. એ આપણે શરમાવા જેવું છે; માટે એ સ્થિતિમાંથી તેઓને ઉંચા આણવાને આપણી તરફથી યત્ન થવો જોઇએ.

૬ સુઘડતા ને શ્રીમંતાઇ એ બે કુલીનપણાનાં મુખ્ય અંગ છે. જે લોકોમાં એ વિશેષ તેમ તે ઉંચા ગણાય છે. નાગરો ગુજરાતી લોકમાં વિશેષે વિચક્ષણ ને સુઘડ છે, એમ મનાયું છે, મનાય છે ને મનાશે–પણ ક્યારે કે જ્યારે સુધારાના બિચારથી દેશાભિમાનને અર્થે નાગર નામ ધરાવતા બ્રાહ્મણો સઘળી વાતે એક થશે ત્યારે. ગૃહસ્થો જ્યારે પોતાની સુઘડતા વિનાની ગૃહસ્થાઇનો મમત મૂકશે, ભિક્ષુકો પોતાની ભિક્ષુકીની પરાધીનતા ને કુવડતા મૂકશે, સહુ પોતપોતાના સ્વતંત્ર ઉદ્યમ ઉપર પોતાના નિર્વાહ યશ ને સુખને અર્થે આધાર રાખશે, ગૃહસ્થ ભિક્ષુકનો અને દેશાંતરનો ભેદ ટાળી કન્યા આપશે લેશે, વિદ્યા ભણશે, પોતાની કલમ ને પોતાની બરછીનાં જોર બતાવશે, પરસ્પર સહાય કરશે તો જ ફરી પાછા આપણે પ્રથમ કુલાભિમાન ને પછી દેશાભિમાનને અર્થે નાગર ઐક્ય કરી શકીશું. રૂપ, રીતભાત, વિદ્યા, ગુણ, ચાતુરી, પદવી, ધનમાં આપણી પૂર્વની કીર્તિ રાખી રહીએ. એને માટે આચારવિચાર, રીતભાત વિગેરે જે આ સમયને અનુકૂળ ન પડવાથી આપણા ઉત્કર્ષના રસ્તામાં કાંટા રૂપે પડ્યાં છે તેમાં ક્ષત્રીશૌર્યથી સુધારો કરવો જોઇએ. ખરેખર જુનાં બંધનો તોડ્યાથી અને સંપરૂપી નવાં બંધન રાખ્યાથી મહાત્મતા, પ્રેમ, શૌર્ય, ટેક, યશ, આદિ સદ્ગુણવાળી કુલીનતા રાખી શકીશું. પ્રથમ આપણામાંનાઓએ ક્ષત્રીનું કામ કર્યુ હતું તેમ આપણે પણ વ્હેમખાનાના જુલમથી છૂટવા ને તે પછી નાગર ઉત્કર્ષરૂપી કિલ્લો મેળવવા ઉદ્યમ, સાહસ, બળ, ધૈર્ય, બુદ્ધિ, પરાક્રમ, એ સદ્ગુણ આગ્રહથી કાં ન બ્હાર પાડવા?

નથી શું કોઇ ગુજરાતીમાં, ઉંચી કુલિનતાવાળો,
શૂરવીર ને રસજ્ઞ રંગી, સત્ય પ્રતાપે જસ રળ્યો,
નર્મદ સાથી રે દેશ ઉત્કર્ષ વિષેજી;

સુરત, આમલીરાન સંવત્ ૧૯૨૪ના ચૈત્ર વદી ૬ ને સોમ તા૦ ૧૩મી એપ્રીલ સને ૧૮૬૮

રાખે છે પણ લાચાર છે કે જેઓ એઓને દાખલ કરતા નથી અને આવા લોક જેઓ પોતે સારી પંક્તિમાં જે શાસ્ત્ર પ્રમાણે જોતાં નિંદ્યવર્ગ છે તેમાં પેસવા નામનો ભાવ રાખે છે તેથી એઓના સ્વરૂપને જે ભૂષણ હોય તેજ દૃષ્ટિ બહાર લાગે છે તેનો વિચાર તેઓ કરતા નથી, કે પોતે શાસ્ત્રજ્ઞપણાનો અભિમાન રાખે છે પણ પોતે તે પ્રમાણે વર્તતા નથી ને છોકરાઓને વર્તાવતા નથી. જેમકે પોતે બ્રાહ્મણના સત્ કર્મવાળા કાંઇ કામ કરતા નથી અને છોકરાઓને સંસ્કાર છતાં તે કરવાનું બતાવતા નથી. અને ખોટા જાણપણનો વેશ લોકમાં બતાવે છે. સંવત ૧૯૩૦ ના ભાદ્રપદ.

(**સંપાદકની નોંધ :** આ સિવાય સુરતની બ્રાહ્મણ નાગરન્યાતમાં ગૃહસ્થ અને ભિક્ષુક સંબંધમાં કેવો મતભેદ ચાલતો હતો તે વિશે કેટલું ટીપ્પણ કવિએ કરેલું છે. પણ તે અસ્તવ્યસ્ત હોવાથી અને બરાબર ઉકેલી શકાતું નહિ હોવાથી તેમજ કાગળો જીર્ણશીર્ણ થઇ ગયેલા હોવાથી ઉતારી છાપ્યું નથી.)

---

## (૨)

## મારી કવિતા વિષે મારા વિચાર

કર્વૉન્ટીટી સંબંધી—ગદ્ય, વ્યાકરણ, કોશ વગેરે ન લખત, પ્રુફ તપાસવાનાં ન હત, કંપાઇલેશન ન હત, ઘર ચલાવવાની ખટપટ ન હત, નાણાંની હંમેશ તંગી ન હત વગેરે વગેરે—તો નિરાંતથી ઘણી કવિતા લખત. મેં કવિતા ઘણીજ તાકીદથી લખી છે. ઘણીએક તો પ્રસંગોપાત્ત ઉભરામાં લખી છે. એ જોતાં થોડી મુદતમાં મેં જેટલી કવિતા લખી છે, તે કવિતા ઘણામાં ઘણું સામળ, પ્રેમાનંદ ને દયારામ તેની કવિતાના સંગ્રહના અર્ધ બરાબર તો હશે જ. તેઓએ પોતાની જીંદગી કવિતામાં જ કાઢી, માટે ઓછામાં ઓછો ૬૦ વરસનો તેઓનો સંગ્રહ કહેવાય. અને તા૦ ૩૧ ડીસેમ્બર ઇ. સ. ૧૮૬૭ એ કવિતા લખતાં ૧૧ વરસ ને ત્રણ મહિના થયા છે.

૨ **ભાષા**—હું જુવાન છઉં, જોસ્સાવાળો છઉં, બોલવાની છટા છે, વિચાર તરત સુઝે છે. નાગરી ન્યાતમાં છઉં, હવે મારો ગરમ થયલો વિચાર સ્હેલથી જોસ્સાવાળી ભાષામાં કેમ ન નિકળે? મારી ગદ્યની ભાષા તે સરળ ને જોસ્સાવાળી સહુ કહે છે, ત્યારે મારી કવિતાની ભાષા સરળ ને જોસ્સાવાળી કેમ ન હોય? કવિતા લખતાં તો જોસ્સો બહુ ઉભરાઇ આવે છે. હું ગામડિયો નથી, પણ શહેરી છઉં, ઉંચ કુળનો છઉં, ઉંચી સંગતમાં છઉં, જન્મ ધરી શુદ્ધ બોલતો લખતો આવ્યો છઉં, માટે મારી ભાષા શુદ્ધ કેમ ન હોય? શુદ્ધ છે, વ્યાકરણનિયમ જેટલો મારી કવિતામાં છે તેટલો થઇ ગયેલાઓમાં નથી. મારી કવિતાની ભાષા બિલકુલ દોષવાળી

નથી–૧૮૫૫ થી ને ૧૮૫૮ લગીની મારી કવિતા, પિંગળના નિયમ પુરતા જાણ્યામાં નહીં તેથી, હ્રસ્વ દીર્ઘ રાખવા જ જોઇએ એ વિચારથી, કોઇને માત્રામેળ છંદો વાંચતાં સાંભળેલા નહીં તેથી, મારી મરજી પ્રમાણે મેં મારા તાલમાં વાંચેલા તેથી, મુંબઈ સુરતમાં કોઇ પિંગળ જાણનારો નહોતો અને શુદ્ધ લખવાની ખંત તેથી, થડકતી છે, એ વાત ખરી; પણ એ ઘણી જ થોડી છે; ને એ કવિતા ઉપરથી કેટલાકોનું મત બંધાયું હશે કે ભાષામાં સરલતા નથી. જેમ સાધારણ માણસની બોલવાની ભાષા, વિદ્વાનની જુદી પડવી જ જોઇએ ને પડે છે, તેમ મારી કવિતા શાસ્ત્રીય ભાષામાં સ્વાભાવિક લખાયાથી, ને નવા જ વિષયોને નવી જ લાગે તેવી ઢબથી લખેલી તેથી, તે સાધારણ લોકને મારી ભાષા સારી ન જ લાગે. સાધારણ સંસ્કૃત ભાષાથી કાવ્યની ભાષા તેની ઢબમાં ઘણી જ જુદી પડે છે, પણ શું ત્યારે એ દોષવાળી છે? ના. સંસ્કૃત મહાકાવ્યોની ભાષાના કદરદાન પંડિતો જ છે. તે એટલી તો મુશ્કેલ છે કે તે કાવ્યનો અભ્યાસ કરેલા એવા શાસ્ત્રીને પણ થોડે વરસે તે પર ટીકા વાંચવાની તે ગરજ પાડે છે. વિદ્વાનની ભાષા તે જ ખરી ને સુંદર ભાષા એલીઝાબેથના વખતની પહેલાની ભાષા ને હાલની ભાષા ઘણી જુદી પડે છે, માટે શું તે ભાષા સારી? ના. એલીઝાબેથના વખતની ભાષા કરતાં આન ને જ્યોર્જ ત્રીજાના વખતની ભાષા સહુથી સારી ગણાય છે. ૧૮૨૭ થી ગુજરાતી ભાષા સુધરવા માંડી છે, ને એ સુધરેલી ભાષામાં હું પહેલો જ છું, ને એ ભાષા જુની સમજતા ઘરડાઓને અને હાલના સમજતા લોકોને ઘણી જ સારી લાગે છે. હવે મારી ભાષા દોષવાળી કેમ કહેવાય? અલબત્ત પ્રથમ ખેડાતી ભાષામાં હું પહેલો છઉં માટે તે દોષવાળી હોય, તો પણ શું એ ઉપરથી મારી ગુજરાતી ભાષા, પ્રેમાનંદની ભાષાથી ઉતરતી પંક્તિની કહેવાય? ના, ના. મારો સુધારાનો નવો વિષય, તેમાં વળી કવિતાની ભાષામાં તે લખાયલો તો ભાષા જુદી પડવી જ જોઇએ, પણ જુદી છે અને નઠારી છે એમ કેમ કહેવાય? કવિતાની ભાષા ગદ્યભાષાથી જુદી પડવી જ જોઇએ. અંગ્રેજી સારી કવિતાની, ને સંસ્કૃત સારી કવિતાની ભાષા લખવાની ઢબ ઉપરથી અંગ્રેજી સંસ્કૃતની ગદ્યભાષાથી જુદી જ પડે છે. "પ્રેમે શું છોડી દીધી," એ કોઇ સાધારણ માણસથી સમજાશે નહીં ને એમ કોઇ બોલતું પણ નથી, માટે શું એ અશુદ્ધ ને નઠારી ભાષા છે? સમજતો વિદ્વાન તો ઉલટું વખાણ કરશે. એમાં પ્રેમને રૂપક આપી કહ્યું છે કે પ્યારી તું ને પ્રેમ એ બે દોસ્ત હતાં, પણ હવે શું પ્રેમે તારી દોસ્તી મૂકી દીધી છે? પ્રેમના જોસ્સા સાથે મને ઘણું બનતું, તે શું હવે તે જોસ્સાએ તને મૂકી દીધી છે? શું તારામાંથી તે જોસ્સો ગયો છે?

**૧૮૫૫ થી તે ૧૮૫૯ સુધીની ભાષા થડકાતી છે તેનાં કારણો:-**

૧ હ્રસ્વ દીર્ઘ જોડાક્ષર વગેરે રાખવાની કાળજી-જે મટી ૧૮૫૯માં દલપતરામને પૂછવાથી કે-રાખવી કે, નહીં?

૨ મોટા વિચાર ટુંકામાં મૂકવા એમાં વિદ્વત્તા છે. ભાષા જોસ્સાવાળી છે. રડતી નથી.

૩ અપભ્રંશ થોડા વાપરવા એવી ખેત. લાગિયો ને વાગિયો હું જન્મમાં બોલેલો નહીં, ને એમ લખતાં મને બહુ દુઃખ થતું ને તેમ ન્હોતો જ લખતો. ન ચાલતાં જુજ એવું લખેલું. એ દૂર કરવાના વિચારથી સરળતા ઘટેલી. વળી સાધારણ લોક સાધારણ વાતને પ્રાસવાળી ભાષા મૂકી એટલે એ રચનાને કવિતા કહે છે, એવા વિચારવાળાને મારી ભાષા કેમ સારી લાગે? કવિતા અક્ષરમેળ છંદમાં છે-જે ગુજરાતીમાં નવી જ છે-હવે એ વાંચી ન શકાય તો પછી ભાષાની લ્હેજત કેમ લાગે?

૩ કુદરતી છઉં-કવિતા કરવી એવો, વિચાર સ્વપ્નામાં નહિ. પ્રથમ પ્રીતિના વૈરાગ્યના જોસ્સાથી મારૂં મન કવિતા તરફ ગયું; તે પીંગળ જાણ્યા વિના પણ સ્વાભાવિક રીતે મારાથી નમુનાના રાગડા પ્રમાણે કેટલીક કવિતા લખાઇ ગઇ છે-જુવાન-જુસ્સાવાળો માટે.

૪ PICTURE ચિત્ર-Real and ideal, poetical-many and more than any other poet in our language, (સાચ્ચ અને આદર્શ-કાવ્યાત્મક-અને આપણી ભાષામાં કોઇ પણ કવિએ વાપર્યા હોય તે કરતાં પણ ઘણા વધારે) પ્રેમાનંદ દયારામનાં ચિત્ર દેશી રંગોથી ઘણાં સારાં રંગેલાં છે. મારાં 'સ્ટીલ એન્ગ્રેવીંગ' છે.

૫ UNIVERSALITY-સર્વતોભદ્ર શકિત-I can write on any subject, because I see poetry in everything. (હું કોઇપણ વિષય ઉપર લખી શકું તેમ છું, કારણ કે હું બધી વસ્તુમાં કાવ્ય નિરખું છું,)

૬ રસ-LOVE-એ વિષયમાં જેટલા મેં અનુભવિ ખરા વિચાર કવિતા રૂપે લખ્યા છે તેટલા કોઇએ નથી લખ્યા. મારા વિચાર પ્રમાણે એ રસ મેં સૌથી સારો લખ્યો છે. મારામાં સંયોગશૃંગાર નથી, ને નથી એટલે તે શૃંગારરસ લાયક ફક્કડ ભાષા પણ નહિ જ.

કરુણ રસ-એ જ્ઞાનના ઘરનો મનમાનતો છે-પછી ઇશ્વર સંબંધી કે પ્રિયા સંબંધી. જ્ઞાનનું ઘર બાદ કરીએ તો તે થોડો છે.

શાંત-નવી રીતનો સારો છે.

હાસ્ય-નહીં. મારી કવિતા દર્દની ભરેલી છે એટલે હોય જ નહિ, તેમ કવિતાને હું ગંભીર વિષય સમજું છું, માટે તેવું તેમાં લખ્યું નથી. બાકી હાસ્યરસ પ્રૌઢ રીતે હું કેટલો ઉપજાવી જાણું છું, તે મારા ગદ્યથી અને જેઓએ મને વાતચિત કરતાં જોયો હશે તે સહુ સારી પેઠે જાણે છે.

ભયાનક, બીભત્સ, અદ્‌ભુત, રૌદ્ર-એ લખ્યા નથી.

**વીર**-મેં જ લખ્યો છે, ઘણો લખ્યો છે ને ઘણો સારો લખ્યો છે. યુદ્ધવર્ણન નથી કીધું એટલું જ બાકી છે.

૭ **અલંકાર**-મારામાં ઘણા નવા છે. ૮ **અર્થ પ્રૌઢી**-ઘણી જ છે.

૯ નેચર (કુદરત)નું ડીસ્ક્રીપશન (વર્ણન) તો મેં જ દાખલ કીધું છે.

૧૦ અક્ષરવૃત્ત તો મેં જ દાખલ કીધા.

૧૧ ORIGINALITY **અપૂર્વ રચનાશક્તિ**-ઘણી જ, પણ એક મોટા વિષયમાં હજી આણી નથી.

૧૨ **વર્ણનશૈલી**-સુધારાના શુષ્ક વિષયને નવી ખેડાતી ભાષા છતે જેવો જોઇએ તેવો કરી મુકેલો છે, તેથી તે જાડાજાડા રંગ જોવાની ટેવ પડી ગયેલી તેવાઓને દીપતો દેખાતો નથી.

૧૩ **અતિશયોક્તિ**-ઘણી નહીં-છાંટ નહિ-સાચું અથવા બની શકે તેવું.

૧ જોવાનું એટલું છે કે અગર કદાપિ નઠારી ભાષામાં લખાયલું છે તો તે ભાષાની અપૂર્ણતાથી કે કવિની ભાષા માલમ નથી તેથી.

૨ અપૂર્ણ ભાષામાં નવા વિચાર ટુંકામાં લખ્યા છે. એવી રીતે જ્યારે ઘણા ગ્રંથો થશે ત્યારે ભાષા જેવી જોઇએ તેવી થશે.

૩ હાલ કિયો માણસ પ્રેમાનંદની અથવા દયારામની ભાષા બોલે છે?

પ્રેમાનંદની ભાષા મારા કરતાં વધારે સારી એમ તો કહેવાય જ નહીં. એ કહેવું તદ્દન ખોટું છે. જમાનો બદલાયો છે. અસલી ગુજરાતી ને હાલની ગુજરાતીમાં ફેર છે. તેમાં ગ્રંથની ભાષા, જુના ગ્રંથની ભાષાથી, વિચાર, ઢબને લીધે જુદી જ પડવી જોઇએ. હવેના લોકો કોઇ પ્રેમાનંદની ભાષામાં ગ્રંથ લખે તેવો સંભવ નથી. ત્યારે એ બે ભાષાનો મુકાબલો કેમ થાય? પ્રેમાનંદના વખતમાં હું હોઉં ને પછી મુકાબલો થાય ખરો. રે, તે વખત પણ જારે તેના વખતમાં સામલ કે વલ્લભ હતા, ત્યારે પણ એ ત્રણેની ભાષામાં ઘણો ફેરફાર હતો તે માલમ પડે છે. શું સામળની ભાષા પ્રેમાનંદથી જુદી નથી?

વારૂ, વિષયપરત્વે છંદની બાંધણી પ્રમાણે કવિની લખવાની ઢબ પ્રમાણે ભાષા જુદી પડે છે. હમણાની ભાષાનો મુકાબલો હમણાની જ ભાષા સાથે

થાય. હું નથી કહેતો કે મારી ભાષા સારી છે. હજી તો ગ્રંથ લખવાનું શરૂ થાય છે, જ્યારે ઘણા ગ્રંથો થશે ત્યારે ભાષા પૂર્ણ સારી થશે. મારી ભાષા કેટલાક જુના ગ્રંથ વાંચનારાઓને નઠારી લાગતી હશે, પણ તેમાં મારી ભાષાનો વાંક નથી. તેઓને મારી ભાષા વાંચવાનો અભ્યાસ નથી—અભ્યાસથી સારી જ લાગશે. તેમ અસલી વાંચેલી, તેના પર ઘણા દહાડાની પ્રીતિ લાગેલી, તેથી બીજી નઠારી જ લાગે. અકબર ને તાનસેનની વાત. ગવૈયા આલાપ કરે છે તે જેઓના કાન નથી સુધર્યા તેઓને તે ગાણું પસંદ નથી—રાંડોનું ને ચીજનું ગાવું પસંદ છે. શા માટે? ગવૈયાની ભાષા તેઓને કઠોર લાગે છે—પણ કારણ, ગવૈયાનો રાગ સાંભળવાનો અભ્યાસ નથી ને તેમાં તેઓ કંઇ સમજતા નથી, તેમ જ કવિતા વિષે.

૨ ગમે તેવી મારી ભાષા છે, પણ મારા અનુભવથી કહું છું કે સેંકડો જનોએ જેઓએ મારી કવિતા મારે મોઢેથી સાંભળી છે, તેઓ કવિતાની જ ખુબીમાં લીન થઇ ગયા છે. તેઓને ભાષા સંબંધી વિચાર આવ્યો જ નથી—હવે ભાષાને ને કવિતાને શો સંબંધ?

૩ મારી ગદ્યની ભાષાના જુદા જુદા વિષયમાં જુદી જુદી ભાષા છે—પણ તેનો તે સઘળા ઉપરથી જે સાધારણ રીતે મારી ભાષાનો એક ચહેરો થાય છે, તેમ મારી કવિતાનો જુદા જુદા વિષય ઉપરથી પણ છેલ્લી વારે સાધારણ એક ચહેરો થાય છે. એ શું જુદાઇ? બિલકુલ નથી. મારૂં લખાણ—મારી ભાષા—પછી ગદ્યને કે પદ્યની—એક જ હોવી જોઇએ છે.

પ્રેમાનંદની ભાષા વધારે સરળ લાગે છે તેનું કારણ કે તેણે સંસારી બાબતને સાધારણ લોકની ભાષામાં લખી છે, અને તેમાં વિચારો સાધારણ વિચારોથી ઘણા ઉંચા નથી. વળી દેશીમાં છે. મારી દેશીવાળી કવિતા કોઇ કોઇ જ સરળતા વનાની હશે. મારી છે તે Sentimental Poetry—ideas rising far above the commonplace—his airs are affecting while matra-vrittas and akshar-vrittas are not affecting—his language is uniform throughout, mine is not. Persian and Urdu words which to my taste are on certain occassions expressing my ideas fully vividly and of which are no equivalents from Sanskrit or Gujarati could be used in our language. Language is now-a-days newly formed on account of new ideas being introduced into our language.

Premanand does not abound in so many and so vivid pictures as mine. His beauty is in the true

description of manners and human natures (indicative of reflections)–in expressions and coloured pictures liked and understood by the mass.

Mine is in the description of human natures and external nature with sentiments and ideal pictures understood by the learned and men of experience by whom they are conceived. These pictures can not be put into the popular language, they can be put into poetical language.

Premanand has nothing to suggest -pleasure from suggestion being hard–won, is more exhilarating; mine has much to suggest. His is a jolly beauty, mine is melancholy.

(લાગણીના ઉભરાનું કાવ્ય–સામાન્ય વિચારો કરતાં મારાં કાવ્યના વિચારો ઘણા ઉંચા ઉડે છે; જ્યારે તેનું (પ્રેમાનંદનું) સંગીત અસરકારક છે, ત્યારે માત્ર વૃત્તો અને અક્ષર વૃત્તો તેટલા અસરકારક નથી; એની ભાષા સર્વ સ્થળે એક સરખી છે જ્યારે મારી નથી; ફારસી અને ઉર્દુ શબ્દો જે મારા મત પ્રમાણે કેટલીકવાર મારા વિચારો સંપૂર્ણ અને તાદૃશ્ય રીતે દર્શાવે છે અને જેના સમાન ગુજરાતી કે સંસ્કૃતમાં ભાવ દર્શાવનાર શબ્દો નથી તે આપણી ભાષામાં વાપરી શકાય. આપણી ભાષામાં નવા વિચારોનો ઉમેરો થતો હોવાથી ભાષાનું સ્વરૂપ હવે નવેસરથી બંધાય છે.

પ્રેમાનંદમાં મારા જેટલાં ભભકભર્યાં એટલાં બધાં ચિત્રો નથી. સાંસારિક રીતરીવાજો અને મનુષ્ય સ્વભાવ (વિચારદર્શક)નું આબાદ વર્ણન કરવામાં જ એની ખરી ખુબી છે–તે સામાન્ય લોકસમાજને પસંદ પડે તેવો અને સમજાય તેવી શબ્દરચનામાં અને અતિશયોક્તિવાળા આકારમાં.

મારી કવિતાની ખુબી મનુષ્યસ્વભાવનું અને કુદરતનું લાગણીવાળું બાહ્ય વર્ણન છે, અને આદર્શ ચિત્રો એવાં છે કે તે ભણેલા અને અનુભવીઓ જેઓ આજે તેની કલ્પના કરે છે તેઓથી જ સમજી શકાય. આ ચિત્રો લોકપ્રિય ભાષામાં મૂકી શકાય તેવાં નથી, તેઓ તો કાવ્યાત્મક ભાષામાં મૂકી શકાય તેવા છે. પ્રેમાનંદમાં સૂચનારૂપ લખાણ નથીજ–સૂચના (વ્યંગ)માંથી ઉત્પન્ન થતો આનંદ દુર્લભ્ય હોવાથી વધારે આનંદમાં ડુબાડનારો છે; મારી કવિતામાં વ્યંગ ઘણા છે. એની કવિતા ખુશમિજાજી સુંદરી છે, મારી તો વિચારગ્રસ્ત વૈરાગશાલિનિ છે.

| હું | પ્રેમાનંદ |
| --- | --- |
| સુધારાનો નવો ને શુષ્ક વિષય ફીલસુફી | પુરાણ કાવ્યસાનો સર્વમાન્ય રસિક વિષય શૂન્ય. |
| Real and ideal pictures many. (સાચાં અને આદર્શ ચિત્રો ઘણાં) | Real pictures in Social subjects only. (સાચાં ચિત્રો માત્ર સાંસારિક વિષયોનાંજ) |
| શૃંગાર રસ-નિર્મળો, નીતિ આપતો, પ્રૌઢ, દરદનો-ફીલસુફીથી ભરેલો પણ રસ ખંડન થવા આવે એટલામાં પાછી દરદની ભભક-વિદ્વન્માન્ય, અંદરથી ઉભરાતો રસ. | પ્રૌઢ પણ ફિલસુફી વનાનો-સાધારણ માણસને માન્ય સાદી રીતે ભભકમાં લખેલો. |
| વૈધવ્યમિત્ર, લલિતા, સાહસ અને ઘણા-એક પદમાં શું કરૂણ રસ નથી? મરદની આંખમાં ઝળઝળીઆં આવે તે કરૂણ રસ મોટો, કાચી છાતીના બાયલા રડે તે કરૂણ રસ નથી. | કરૂણ રસ સારો. |
| શુદ્ધ વીર રસ ઉંચા દરજ્જાનો | વીર થોડો ને સાદો. |
| શુદ્ધ શાંત રસ-નવો જ-સૃષ્ટિસૌંદર્યતો મેં જ દાખલ કીધું. | શૂન્ય. |
| હાસ્ય-નહિ. | ખરો. |
| અદ્ભુત-નહિ. | થોડોક. |
| અલંકાર-નવા ને ઘણા જ. | અસલનાજ. |
| અર્થગૌરવ છે. | શૂન્ય. |
| નીતિબોધ કવિતા છે. | શૂન્ય. |
| બનેલું અથવા બને તેવું. | ન બને તેવું. |
| originality. અપૂર્વ રચનાશક્તિ વધારે | થોડી. |

**કાવ્ય કરવાનો સમય**-થોડા કાળમાં ઘણું ઘણા કાળમાં થોડું કામ-નિરાંતમાં કામ અને દુગ્ધા. પ્રુફ તપાસવાનું કામ, કમ્પાઇલેશનનું કામ, ઘર ખટલો, પૈસાની ફીકર, બીજાં પુસ્તકો મોટાં મોટાં બનાવવાનાં કામ, પુસ્તક વેચવા સંબંધી ફીકર.

Stages of my Poetry. (મારી કવિતાનાં સોપાન):-

૧ અર્થચમત્કૃતિ અને ચિત્રરૂપ વર્ણન તે કવિતા-૧૮૫૫-૫૬

૨ वाक्यं रसात्मकं काव्यम्-૧૮૫૭-૫૮

૩ જોસ્સાવાળું ને તર્કથી રંગેલું એવું જે કુદરતનું આબેહુબ વર્ણન–૧૮૬૬–૬૭

૪ કુદરત ઉપરથી તર્ક–૧૮૬૮
કુદરત ઉપરથી તર્ક કામ કરે પણ તે એટલો ન વધી જવો જોઇએ કે, જેથી કુદરત છેક જ અસ્ત થઇ જાય.
તર્કથી અતિશયોક્તિ જોઇએ, પણ તેમાં વ્યંજનારૂપે પણ કુદરત રહે.
Imitation નકલનો ભાસ જતો રહે એટલે તે Poetry કાવ્ય નહિ.

| Navalram says<br>નવલરામ કહે છે કે | અદ્દ્ભુત શાંત<br>વીર કરૂણા<br>શૃંગાર હાસ્ય | 1st પ્રથમ<br>2nd દ્વિતીય<br>3rd તૃતીય |
|---|---|---|

નવલરામ કહે છે કે imitation નકલ નહિ જ–imagination (તર્ક) તર્કથી જે આનંદ તે જ કવિતા–જેમાં અદ્દ્ભુત રસ તે ઉત્તમ કવિતા. જેમ Supernatural (કુદરતથી વિશેષ) તેમ વધારે સારૂં–મારો વિચાર કે તેમ નહિ, be an ideal of any thing. Impossible ચાલે પણ improbable ન ચાલે. (જોઇએ તો કોઇના આદર્શ થાવ. અશક્ય ચાલે, પણ અસંભવિત ન ચાલે.)

Nature and imagination (કુદરત અને તર્ક) કવિતા–only imagination is good for nothing. (એકલો તર્ક નકામો છે.) Tales and romances don't give taste (વાર્તાઓ અને ઐતિહાસિક કથાઓ રસ આપતી નથી.) Drawing with the colours is poetry and not only the colours. (રંગો કંઇ કવિતા નથી, પણ રંગથી ચિતરવું તે કવિતા છે) સ્થાયી પણ passion (પ્રેમ)ની poetry (કવિતા) ઘણી અસરકારક છે. હાસ્ય રસ જ થોડી વારનો, પણ જે સ્થાયી રહે તે સારો ને તેટલા જ માટે passionની સારી. જ્યાં ખરાપણું તેમાં આનંદ વિશેષ. આહા! અદ્દ્ભુતપણાથી કહે છે. આબેહુબ ચિત્ર છે, એમ લોકો કહે છે તે શા માટે.

[ સ્પષ્ટીકરણ–કવિ નર્મદાશંકરના મિત્ર અને પ્રશંસક સાક્ષરશ્રી નવલરામે ઇ. સ. ૧૮૬૭ માં 'ગુજરાત શાળાપત્ર'ના એક અંકમાં 'કવિ નર્મદાશંકરની કવિતા'એ શીર્ષક નીચે નર્મદ કવિની કવિતા વિષે પોતાના વિચારો કેવા છે અને લોકો તેને કેવી દ્રષ્ટિથી જોય છે તે દર્શાવ્યું હતું. આમ કરતાં સ્વાભાવિક રીતે ગુર્જર પ્રજામાં અતિપ્રિય થઇ પડેલા કવિ પ્રેમાનંદની

સાથે તેમણે કવિની કવિતાનાં તત્ત્વોનો મુકાબલો કર્યો છે, અને એકાદ બે દૃષ્ટિબિંદુથી કવિ નર્મદાશંકરને પ્રેમાનંદથી સહેજ ઉતરતા ગણવાનો પ્રયત્ન કર્યો છે. નવલરામનો આ લેખ પ્રકટ થયા પછી કવિ નર્મદાશંકરે તેનો ઉત્તર આપવાને આ લેખ ટિપ્પણરૂપ લખેલો, અને ગુજરાતના તે વખતના સાક્ષરોના એ બાબત અભિપ્રાય પણ મેળવી રાખેલા, એમ ધારી તે અત્રે ટિપ્પણરૂપે આપેલો છે. શા કારણથી રીતસર આ લેખ પૂર્ણ થયો નહિ, તે અમે જાણતા નથી, પણ તે સાહિત્ય વિષયમાં રસ લેનારાઓને ઉપયોગી થઇ પડશે એવી અમારી ધારણા છે. આ સિવાય પણ કવિએ કવિતા વિશે આડુંઅવળું ઘણું લખી રાખેલું છે, પણ તે અસ્તવ્યસ્ત છે. સલંગ સસંબંધ નથી, માટે તે અત્રે છાપ્યું નથી. આ સિવાય પણ બીજું ઘણું છુટું છવાયું ટિપ્પણ કવિએ કરી રાખેલું છે. **સંપાદક.**]

---

( ૩ )

## ધર્મતંત્ર

**( સંવત્ ૧૮૮૯ થી સંવત્ ૧૯૩૧ : : સન ૧૮૩૩ થી સન ૧૮૭૫ )**

જ્ઞાતિ બ્રાહ્મણ; કુલ નાગર; (વડનગરા), અટક દ્વિવેદી; વેદ ઋક્; શાખા સાંખ્યાયની; ગોત્ર ઓક્ષણસ; ત્રપ્રવર—વસિષ્ઠ, શક્તિ, અને પરાશર; શર્મ વર્મ. આગસ્ટ ૨૪ મીએ.)

સંવત્ ૧૮૮૯ પ્રથમ ભાદ્રપદ શુકલ ૧૦ શનિ વાસરે જન્મ (ઇ. સ. ૧૮૩૩ ના)

૧૮૯૭—વૈશાખમાં જનોઇ ( પછી સંખ્યા, રુદ્રી આદિક ભણ્યો).

૧૮૯૯—લગી વેદાધ્યયન (સંહિતાનું એક અષ્ટક મારા પિતાના મિત્ર બાબાજી પાસે ભણ્યો. એ બાબાજી તે શ્રીપદના પિતા).

૧૯૦૦—વૈશાખ શુદ ૧૨ (૧૮૪૪ એપ્રિલ ૨૯) લગ્ન.

૧૯૦૯ આશો સુદ ૩ (૧૮૫૩ અક્ટોબર—૫) સ્ત્રીનું મરણ.

૧૯૦૭ કારતક વદ ૪ માતું મરણ.

૧૯૧૨ ,, (૧૮૫૬) એપ્રિલ લગ્ન બીજીવાર.

૧૯૧૪ લગી (૨૫ વર્ષની વય લગી) સ્વધર્મ આસ્તિક્ય હતું. ૧૮ ની વય લગી—માની ક્રિયા કરી ત્યાં લગી, સારી પેઠે આસ્તિક. માના મરણથી, પ્રિયાના મરણથી, સ્થાયી આજીવિકાના ઉદ્યમની પ્રાપ્તિમાં ન ફાવવાથી સમયે સમયે વૈરાગ્ય ઉત્પન્ન થયલો, પણ વળી તે ઉડી ગયેલો. કોઇપણ ગુરુના કે કોઇ નવા ધર્મમંડળના આશ્રમમાં રહી સંસ્કૃત ભણવાનો તથા ગુજરાતીમાં ભાષણલખાણ કરવાનો ઉદ્યોગ રાખવા ભણી વૃત્તિ દોડેલી;

એમાં ન ફાવેથી હરદાસનું કામ કરવાની વૃત્તિ થયેલી ને એને માટે સંસ્કૃત અભ્યાસ સારુ પૂને ગયેલો, પણ કવિતાનું સ્ફુરણ ઉપડેલું તેથી તથા દ્રવ્યના સંકોચથી તે કામ કરવા ઉપરથી મતિ ખસી ગઇ ને પછી ગુજરાતીમાં ગદ્યપદ્ય ગ્રંથ લખવાનો ઉદ્યોગ રાખ્યો. (સને ૧૮૫૯ના માર્ચની ૨૦મી પછી.)

૧૯૧૫ (વૈશાખ પછી) ધર્મ સંબંધી વિચાર બદલાયા ને હું ધર્મભ્રષ્ટ થયો.

૧૯૨૦ (પોષ શુદ ૧૦) પિતાનું મરણ થયું. (૩૧ વર્ષની વયે.) ત્યાર પછી ઘરમાંના દેવતા પડોસી બ્રાહ્મણને આપી દીધા. પિતાની ક્રિયા કીધી તે ભાવથી નહિ ને દેવતા આપી દીધા તે મૂર્તિ ન પૂજવી માટે.

૧૯૩૦ સુધી એટલે ૪૧ વર્ષની વય લગી એટલે વર્ષ ૧૬ સુધી હું ઘણીક વાતે પ્રાર્થના સમાજના મતનો હતો.

૧૯૩૧ કારતક વદ ૪ શિવશક્તિ સ્વરૂપે પરમેશ્વરને પૂજવા વિષે મતિ થઇ. 'રાજ્યરંગ' લખતાં શ્રુતિસ્મૃતિ પુરાણનો વિષય જાણી લેવામાં આવ્યો. સર્વે લોકના નિવૃત્તિપ્રવૃત્તિના ધર્મ તથા જપસુખની તુલના કરી જોઇ. અવશ્યે વેદાંત તથા યોગના ગ્રંથોનું અવલોકન કરી સાર જાણી લીધો, અનેક વિચાર કીધા.

આષાઢ સુદ ૫-સિદ્ધાંત પ્રમાણે કર્મ રચ્યું. (એ સમા ઉપર સ્વામી દયાનંદ સ્ફુરી આવેલા, પણ કરેલા નિશ્ચય ફેરવવાની મારી મતિ થઇ નહિ. તેણે વેદને ઇશ્વરપ્રેરિત મનાવવા માંડ્યો, તેની પહેલાં હું તેમ માનતો થયો હતો.)

---

## (૪)

### ધ્યાન

૧ "एकं निरामयं ज्ञानं, प्रज्ञानमानन्दं ब्रह्म सत्" ।

२ एकमोंकाररूपेण स्वप्रकाशेन विवर्तते ।

३ एकः सर्वेश्वरः सर्वज्ञः सर्वांतर्यामी सर्वात्मा परमात्मा परमपुरुषः प्रसन्नो विजयते ॥

### અર્ઘ્ય કે નમન

૪ ॐ भूः अग्नये नमः। ॐ भुवः वायवे नमः। ॐ स्वः सूर्याय नमः। ॐ भूर्भुवः स्वः प्रजापतये नमः। પ્રણુવ-ત્રણ વ્યાહૃતિ-પ્રણવપૂર્વક ગાયત્રી મંત્ર. ॐ अपात्रोनंतपात्राय सहस्राक्षपुरुषाय नमः। ॐ प्रपंचोपशमनाय नमः। ॐ ऐं ह्रीं क्लीं रमणाय विश्वेश्वराय नमः। ॐ योगभोगनाथाय, शांतिजपमूर्तये श्री सांबशिवाय नमः। (અદ્યાપિ એ જ રીતિ ચાલે છે. માત્ર યોગભોગ ત્યાં ભોગયોગ ને શાંતિજપ ત્યાં જપશાંતિ એટલું બદલી બોલવામાં આવે છે.)

### જપ

૫ જપ (ગાયત્રી મંત્ર), श्रीसांबशिवाय नमः। (એ મંત્ર)ને श्रीमहासरस्वत्यै नमः। (એ મંત્ર).

---

## સંવત્ ૧૯૩૩ થી સંવત્ ૧૯૩૬ : : સન ૧૮૭૭ થી સન ૧૮૮૦

૧૯૩૩ વૈશાખ સુદ ૩ (૧૮૭૭ એપ્રિલની ૧૬મી) (૪૪ વર્ષની વયે) વેદ સરસ્વતીની સ્થાપના સુરતના ઘરમાં. (ઋક્ યજુસ્ સંહિતાનાં પુસ્તક ભરૂચથી કાશીરામ શુકલે આણી આપેલાં, તેની પ્રતિષ્ઠા હોમ સાથે હરિકૃષ્ણ શુકલે કરાવી).

એ વર્ષના માગશરથી તે ૧૯૩૪ના પોષ લગીમાં નિવૃત્તિપ્રવૃત્તિનાં ભાષણ આર્યસમાજમાં કીધાં, વેદ ઇશ્વરપ્રેરિત વાણી છે એ કહી સંભળાવ્યું. વળી ૩૩ના આશો વદ ૧ થી ૩૪ ના આશો લગીમાં સીતાહરણ–દ્રૌપદી દર્શન–કૃષ્ણલીલા એ લખી, તેમાં સ્વધર્મની છાયા દેખાડી.

૧૯૩૩ આશો શુદ ૮–વ્રત રાખ્યું–ચંડી પાઠ કીધો.

૧૯૩૪ મહા વદ ૧૪–શિવરાત્રીનું વ્રત રાખ્યું. શિવસ્તોત્ર વાંચ્યા ને જપ કીધો.

૧૯૩૫ જેઠ સુદ ૧૦–ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્ય, શૌચાશૌચ એ વિષયમાં આચાર પાળવાનો અનાદર હતો, તે પાછો બેસાડવા વિષે નિશ્ચય.

૧૯૩૫ આષાઢ વદ ૦)) સૂર્યગ્રહણ પાળ્યું. ગ્રહણ પાળવાનો નિશ્ચય. પત્રિકા છપાવી પ્રસિદ્ધ કીધી.*

૧૯૩૫ અધિક આશો વદ ૧૩ વ્રત રાખ્યું–ત્રયોદશી પ્રદોષનું.

૧૯૩૬ બે મોટી એકાદશીએ ફલાહાર કરવાનો નિશ્ચય.

૧૯૩૬ વૈશાખ વદ પાંચેમ–છોકરાને ગાયત્રી મંત્રનો ઉપદેશ કીધો. એ પ્રસંગે (૪૭ વર્ષની વયે) પૂરો આસ્થાવાન્ હતો, ને શ્રૌતના આનંદનો ઉત્સુક થયો હતો.

૧૯૩૮ ભગવદ્ગીતાનું ભાષાંતર કીધું.

---

### સંવત્ ૧૯૩૫ : : સન ૧૮૭૯

સંવત્ ૧૯૩૫ના માઘ શુદ પાંચેમથી તે ૧૯૩૭ના ફાગણ શુદ તેરસ સુધીમાં કેટલેક દિવસે કીધેલા વિચાર તથા કર્મનું ટિપ્પણ:–

મુંબઇમાં ૧૯૩૫:

૧૯૩૫ માઘ શુદ પાંચેમ–દ્રવ્ય વિષયમાં સ્થિતિ સારી થયેથી ધર્મ–ગૃહ–વ્યવહારની વ્યવસ્થા કરવી, એ વિચાર ફેરવી ધર્મની વ્યવસ્થા તો કરવી જ, એ નિશ્ચય કીધો. એ દિવસે વૈરાગ્યપૂર્વક ત્રણે તંત્રમાં બને તેટલી વ્યવસ્થા કરવાનો ઉદ્યમ થયો.

---

*આ પત્રિકા ''ધર્મવિચાર' માં છાપી છે. સંપાદક.

હું આર્ત, અર્થી ને મુમુક્ષુ છું, રૂડી બુદ્ધિ આપજે. [ કેવો યોગ વર્ષ બદલાયું, સંક્રાંતિ પ્રમાણે ૪૭ મું બેઠું. સંવત ૧૮૮૯-૧૯૩૫. ૩૩-૧૮૭૯. ધર્મજિજ્ઞાસા પૂરી થઇ ને તરત દેવીનો પાઠ કરવાનું સૂઝયું.]

દરવા વદ છઠ-બપોરે ચાલીને અશ્વિનીકુમાર ગયો. નાહીને સરસ્વતીનો . પિતામહ, પિતા, માતા ને સ્ત્રી એ ચારને અંજલિ આપી. દર્શન કરી ઘેર આવ્યો.

ષાઢ વદ ૦)) અમાસથી તે ભાદરવા વદ ૬ લગી ધર્મવિચાર ને એમાં જ મન હતું. ઘણુંકરીને તે ચિત્ત આનંદમાં હતું.]

વા વદ તેરસ-પ્રદોષનો દિવસ માની રાતે કાલ વીત્યા પછી પણ ી હતી.

આશ્વિન શુદ તેરસ-(સંવત ૧૯૩૫) પ્રદોષ સમયે જમતાં ને ૐ શ્રી સાંબશિવાય નમઃ એ મંત્રે ત્રણ માળા ને ૐ શ્રી નમઃ એ મંત્રે એક માળા જપી.

આશ્વિન પુનેમ-રાતે ૐ શ્રી સાંબશિવાય નમઃ એ મંત્રે ત્રણ માળા મહાસરસ્વત્યૈ નમઃ એ મંત્રે એક માળા જપી.

—આશ્વિન વદ પડવો. નાનપણમાં જે નર્મદેશ્વરને પૂજતો, ફરીથી ભાવે ' ' ' પછી સામાદેવીનું ને પછી ચાલતાં

શ્રાવણ શુદ તીજ—પરજ્ઞાતિ સાથે ભોજન સંબંધી કેવો વ્યવહાર રાખવો, એનો નિશ્ચય સ્થિતિ સારી થયા પછી કરવો.

શ્રાવણ શુદ પુનેમ—જનોઇ બદલ્યું. પદ્ધતિ નહિ તેથી કર્મ યથાસ્થિત થયું નહિ. 'ધર્મજિજ્ઞાસા'નો પહેલો અંક છપાવી લોકમાં વહેંચ્યો.*

શ્રાવણ વદ આઠેમ—મોહરાત્રિ નિમિત્ત સરસ્વતીની આરાધના કરી આહુતિઓ આપી.

સુરતમાં ભાદરવા શુદ ચોથ—ધર્મજિજ્ઞાસાનો નવમો અંક પૂરો કરી રાત્રે સરસ્વતીને ધૂપદીપ કીધાં.

ભાદરવા શુદ સાતેમ—સંધ્યાવંદન કરી મંદિરમાં જઇ વેદસરસ્વતીને પુષ્પ અર્પણ કીધાં ને કપૂર દીપ દેખાડ્યો, દીપપ્રકાશ જપસૂચક ભાસ્યો. તેમાં "घंटाशूलहलानि" એ ભણતાં તે ઉંચો વધ્યો હતો.

ભાદરવા શુદ તેરસ—ધર્મજિજ્ઞાસા પૂરી કરી તે નિમિત્ત "ॐ वेदसरस्वत्यै नमः" ભણી પુષ્પ ચઢાવ્યાં. ॐ ॐ नमः, नमः ॐ (જેમ બોલાયું તેમ) એક માળા જપી. વચમાં વચમાં ધ્યાન પણ ખરૂં—ભૂતાકાશની માંહે ચિત્રાકાશ ને તેની માંહે ચિદાકાશ તેમાં ॐની અર્ધ માત્રા છે ને પછી બ્રહ્મ છે એવી સમજે. 'ॐ सांब शिवाय नमः' વળી ॐ नमः श्री सांबशिवाय (જેમ બોલાયું તેમ) એ મંત્રે ત્રણ માળા. તેમાં અવશ્યે શિવના શ્લોકના અર્થ સ્મરણે ધ્યાન પણ ખરૂં. કૈલાસમાં સાંબશિવનું પૂજન દેવતા કરે છે, તે ચિત્રસ્મરણ પણ ખરૂં. "ॐ ऐं श्री महासरस्वत्यै नमः" એ મંત્રે એક માળા. આદિ શક્તિનું ધ્યાન, જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ, કર્મશક્તિ, મૂલશક્તિ, યોગમાયા, તે જ મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી તે જ વાહ્નીલયુક્ત સરસ્વતી, [એ દિવસે પ્રદોષ વ્રત લેવાનું ઇચ્છેલું, પણ સમય વીતી ગયો હતો.]

ભાદરવા શુદ પુનેમ—ચંડીપાઠ કરવાનું મન થયું. 'ॐ नमः श्री सांब शिवाय' એ મંત્રે એક માળા જપી. પછી પહેલેથી તે મધ્યમ ચરિત્ર એક કવચ વાંચ્યું.

ભાદવા વદ પડવો—સવારે "सावर्णि सूर्यतनयो" અહીંથી તે 'महिषासुरवध' લગી ને રાત્રે 'शक्रादय'થી તે 'देव्याहते तत्र' અહીં લગી વાંચ્યું.

ભાદરવા વદ બીજ—રહેલાં કવચ પૂરાં કીધાં. રાતે એક માળા 'ॐ नमः श्री सांबशिवाय' ને બીજી ॐ 'नमः श्री महासरस्वत्यै' એ મંત્રે પછી ચંડીપાઠમાંથી મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતીની સ્તુતિનો પાઠ યથાબુદ્ધિ સમજીને કીધો ને વળી એક માળા જપી, 'ॐ नमः श्री महासरस्वत्यै'—

*ધર્મજિજ્ઞાસાનો આખો લેખ "ધર્મવિચાર"માં છાપ્યો છે. સંપાદક.

હે દેવી! હું આર્ત, અર્થી ને મુમુક્ષુ છું, રૂડી બુદ્ધિ આપજે. [કેવો યોગ કે મારૂં વર્ષ બદલાયું, સંક્રાંતિ પ્રમાણે ૪૭ મું બેઠું. સંવત ૧૮૮૯-૧૯૩૫. સન ૧૮૩૩-૧૮૭૯. ધર્મજિજ્ઞાસા પૂરી થઇ ને તરત દેવીનો પાઠ કરવાનું સૂઝયું.]

ભાદરવા વદ છઠ-બપોરે ચાલીને અશ્વિનીકુમાર ગયો. નાહીને સરસ્વતીનો પાઠ કીધો. પિતામહ, પિતા, માતા ને સ્ત્રી એ ચારને અંજલિ આપી. મહાદેવનાં દર્શન કરી ઘેર આવ્યો.

[આષાઢ વદ ૦)) અમાસથી તે ભાદરવા વદ ૬ લગી ધર્મવિચાર ને ધર્મ, કર્મ એમાં જ મન હતું. ઘણુંકરીને તે ચિત્ત આનંદમાં હતું.]

ભાદરવા વદ તેરસ-પ્રદોષનો દિવસ માની રાતે કાલ વીત્યા પછી પણ માળા ફેરવી હતી.

અધિક આશ્વિન શુદ તેરસ-(સંવત ૧૯૩૫) પ્રદોષ સમયે જમતાં પહેલાં નાહીને ॐ श्री सांबशिवाय नमः એ મંત્રે ત્રણ માળા ને ॐ श्री महासरस्वत्यै नमः એ મંત્રે એક માળા જપી.

અધિક આશ્વિન પુનેમ-રાતે ॐ श्री सांबशिवाय नमः એ મંત્રે ત્રણ માળા ને ॐ ऐं श्रीं महासरस्वत्यै नमः એ મંત્રે એક માળા જપી.

મુંબઇમાં-આશ્વિન વદ પડવો. નાનપણમાં જે નર્મદેશ્વરને પૂજતો, તેનું વીસ વર્ષે ફરીથી ભાવે દર્શન કીધું. પછી મામાદેવીનું ને પછી ચાલતાં જઇ મહાલક્ષ્મીનું.

ચોથથી તે બારસ સુધી રાતે સાંબશિવની ને સરસ્વતીની માળા જપી હતી.

સુરતમાં-અધિક આશો વદ તેરસ સોમ-સવારે નાહી સંધ્યા કરી, ચાહ પી આગગાડીમાં બેઠો; અઢી વાગે સુરત પહોંચ્યો; ભાંગ પીને ગાડીમાં બેસી એકલો અશ્વિનીકુમાર ગયો. નાયો; કંઈ ભણ્યો ને અશ્વિનીકુમારનાં દર્શન કરી ઘેર આવ્યો. સામા ઘરમાં જઇ સરસ્વતીને પૂજી પુષ્પ ધૂપ કર્પૂર દીપે-ॐ वेदसरस्वत्यै नमः। ॐ वाक् सरस्वत्यै नमः। ॐ नीलसरस्वत्यै नमः। ॐ महासरस्वत्यै नमः। ॐ जगज्जनिन्यै नमः। ॐ महाकाल्यै नमः। ॐ महालक्ष्म्यै नमः। ॐ महासरस्वत्यै नमः। પછી સ્તોત્રમાંથી કેટલુંક ભણ્યો. પછી ચિત્તમાં સાંબનું આરાધન કરી પુષ્પ ધૂપ દીપ અર્પણ કરી શ્લોકાર્થસ્વરૂપ ને ધ્યાયી વ્રત લેઉં છું, એમ ભણ્યો ને જપ વાંચ્યો.

આશો બીજો શુદ આઠેમ (ત્રીજા વર્ષની) સવારે ઉઠી પાઠ અર્ધો કીધો ને અર્ધો બપોરે સાંજે મૌન રાખી આખો કીધો. 'દેવિ! વ્યવસ્થિત થયો?' "હા." 'હવે જય? જય.' મંદિરમાં પુષ્પ ધૂપ દીપ ઇત્યાદિ કીધું.

આશો બીજો શુદ પુનેમ-કાલી, લક્ષ્મી ને સરસ્વતીની સ્તુતિ વાંચી.

આશો બીજો વદ ૭-૧૧ એ પાંચ દહાડા કામ્યત્રયોગ કીધો. ગાયત્રી જપ ૧૧, ॐ ऐं ह्रीं क्लीं श्री सांबशिवाय नमः। એક માળા, ॐ ऐं श्री महासरस्वत्यै नमः'। ત્રણ માળા, ને लक्ष्मींमेंधाधरा.' ૧૧ વાર. [પ્રયોગે ઇચ્છાફળ દાખ્યું નહિ.]

આશો બીજો વદ ૧૨-૧૩ ગાયત્રી જપ ૧૧, 'ॐ श्री सांबशिवाय नमः' એ મંત્રે માનસિક જપ ૧૧ માળા જેટલો, પ્રદોષસમયના માહાત્મ્યના શ્લોક-'नमो नमस्ते गिरीशाय तुभ्यं,' એ સ્તોત્ર, 'चंपेयगोरा,' એ સ્તોત્ર, 'जयशंकर पार्वतीपते' એ સ્તોત્ર વાંચ્યા પછી સરસ્વતીનાં સ્તોત્ર પછી ભોજન કીધું.

આશો બીજો વદ તેરસ-સંધ્યા પછી સરસ્વતીનાં સ્તોત્ર; રાતે 'ॐ श्री महासरस्वत्यै नमः' ત્રણ માળા ને 'लक्ष्मीमेंधाः' એક માળા.

આશો બીજો વદ ૧૪-૩૦ ગાયત્રીની ત્રણ માળા, ॐ महाकालाय नमः એક માળા, ॐ महाकाल्यै नमः। એક માળા, રાતે ત્રણ માળા સાંબશિવની ને ત્રણ માળા મહા સરસ્વતીની.

[ ચિઠ્ઠી મૂકવી નહિ, કામ્યપ્રયોગ કરવા નહિ, યથાસમય યથાબુદ્ધિ જે કરાય તે કરવું. ઇષ્ટ દેવતા તે સર્વ જાણે છે જ. હું પોતાને માટે ને લોકને માટે સંશયમુક્ત થયો. ૧૯૩૫ ના વર્ષમાં.]

## સંવત ૧૯૩૬ :: સન ૧૮૮૦

નિયમે કર્મ કરી શક્યો નથી. સાંબ તથા સરસ્વતીનું સ્મરણ થયાં કીધું છે. દેવી ભાગવત બીજી વાર ઉપર ઉપરથી જોઇ ગયો. ભાગ્ય, ધર્મ, ગુણ, આ ચાર ઇત્યાદિ પ્રકરણ સતેજ થયાં. કોઇ કોઇ વાર મહાલક્ષ્મીનાં દર્શન કીધાં છે. સરસ્વતીએ અડી વેળા સાચવી છે. વસંતોચ્છવ-ઇચ્છારામે હોરીઓ સંભળાવી-પહોર નિરાશ થઇ ગયેલો તેથી આ વખતે રૂ. ૧) આપ્યો. એટલો જ ઘરમાં હતો. તે સુભદ્રાનું મન દુખવી આપી દીધો. માળા જપમાં હવે દિવસ સારા આવશે એમ થયાં કરતું. રામનવમી-सीतापतये नमः એણે એક માળા જપી. ઇચ્છું છું કે મારો દક્ષસ્નેહ સબલ રહો, ને મારી ત્રણેમાં સીતાનો અંશ વધો. ત્રણે પોતપોતાને સ્નેહે મને જોઇ પોતપોતાને ધર્મે રહો. હાટકેશ્વરના ઓચ્છવના દહાડે श्री सांब हाटकेश्वराय नमः। એ મંત્રે માળા જપી કુલદેવને નૈવેદ્ય કરી જમ્યો હતો.

આટલા ઓચ્છવ પાળવા-ચૈત્ર શુદ ૧-૯-૧૪; વૈશાખ શુદ ૩; જેઠ શુદ ૧૦, આષાડ શુદ ૭: શ્રાવણ શુદ ૧૪ ને વદ ૮; ભાદરવા શુદ ૧૨, આશો શુદ ૧૦, ને વદ ૧૩-૧૪-૩૦; કારતક શુદ ૧-૧૫; પોષમાં મકર સંક્રાંત, મહામાં વસંતપંચમી; ફાગણ શુદ ૧૪-૧૫.

હજામત–રવિ, સોમ, મંગળ ગુરૂએ ન કરાવવી. બુધ કે શુક્રે કરાવવી; તિથિપરત્વે આઠેમ, તેરસ, ચૌદશ; પૂનેમ, અમાસે નહિ. વળી પર્વણીને પિતૃતિથિયે નહિ.

સંવત ૧૯૩૬, સન ૧૮૮૦ મુંબઇમાં કાર્તિક શુદ નોમ–બપોરે સ્વપ્ન–દેવીનું દર્શન.

અગિયારસ–મહાલક્ષ્મીનાં દર્શન કરી આવ્યો; તે રાતે ગાયત્રી સહસ્રનો પાઠ ત્રણ વાર વાંચ્યો ને ॐ श्री महासरस्वत्यै नमः। એ મંત્રે ૩ માળા જપી પૂનેમ–સંધ્યા સમે દેવને કપૂર દીપ થયો હતો તેનું હું બહારથી દર્શન કરતો હતો, તેવામાં ઘરવાળાએ ભાડાની ઉઘરાણી કીધી. મેં કહ્યું કે તમારો દોષ નથી. પણ મારૂં નઠારૂં ભાગ્ય કે ઇશ્વરસ્મરણ કરૂં છું તે વેળા તમારૂં આવવું થયું છે.

વદ બીજ–સ્વપ્નમાં અગ્નિશક્તિ મહામાયાની સ્તુતિ કીધી. પાણી ને અગ્નિ દીઠામાં આવેલાં.

દશેમ બપોરે સ્વપ્નઃ–ધોળી ગાયો દોડે ને ભુસકા મારે. રાતે સ્વપ્ન પરીમાતાનાં દર્શન કીધાં.

વદ અગીઆરસ રાતે સ્વપ્ન–જલદર્શન, ભીની ગોદડી એક છેડે હું ને બીજે છેડે કોઇ શકિત તે અલોપ થઇ ગઇ ને હું ઉદાસ.

માગશીર્ષ શુદ ૧૦–મહાલક્ષ્મીનાં દર્શન કરી સતેજ થયો. ૧૧ તાણુતને દહાડે બાબુલનાથ જઇ બ્રહ્મજ્ઞાનના વિચાર ને સરસ્વતીનો જપ. પણ સમુદ્ર કીનારેથી જતાં બે વાર રેતીમાં હાથ ઘાલ્યો હતો. પારસની ઘેલછામાં પૂનેમ–ગ્રહણ વેળા દેવી ભાગવતનો બારમો સ્કંધ પહેલેથી તે ગાયત્રી સહસ્ર નામના અધ્યાય લગી યથાસ્થિત વાંચ્યો. પછી નાહીને દૂધ પૌંઆ ખાધા હતા.

પોષ સંક્રાંતિ–ॐ संक्रमणशूरत्यै नमः। એક માળા; ॐ नमो महाकाली महालक्ष्मी महासरस्वत्यै नमः। ભણી હવે તો બંધનથી મુકત કર. મારી સ્થિતિનું શુભ સંક્રમણ કર. દશેમ–પિતાની સમગ્રીએ ભાવથી બ્રાહ્મણ જમાડયા.

માઘ–સરસ્વતી સારાં વાનાંજ કરશે–બંધનથી મુકત કરશે જ. શુ. ૭ ઇષ્ટદેવત જે વિશ્વાસ તે દૃઢ નહિ. જો હું મથન કરૂં તો ધૈર્ય ઓછું. તરતની મુઝવણમાં અનેક સંબંધીજનને સંતોષવાને, વચન મિથ્યા જતું ન કરવાને ફાંફાં મારવાં, વળે કંઈ નહિ. કોઇ ગાંઠે નહિ. જીવને વધારે દુઃખ કરવું, એમાં શો લાભ? ધીર ધર, સમયે સુઝે તે કર, સ્વાર્થીઆ શઠ કહેશે પણ તું શઠ નથી. જ્ઞાને અભ્યાસે કઠિણ થા ને સ્વભાવે કોમળ દયાવાન્ પરોપકારી છે તેવો જ રહે.

ફાગણ સુદ ૧૩–પ્રદોષ સુરતમાં કીધો. અશ્વિનીકુમાર સુરતમાં નાહ્ય આવી મહાસરસ્વતીને સાંબશિવનું સ્મરણ કીધું. નિત્યકર્મ કારતકથી ફાગણ શુદ ૧૧ લગી ચાલ્યું હતું. વદ ૭–પ્રભુ! હું કેટલાનો ઓશીઆળો? બંધનથી ક્યારે છોડાવીશ? સરસ્વતીની કૃપા છે, પણ પૂર્વ કર્મ નડે છે.

ચૈત્ર શુદ ૧૫–ગઇ રાતે સ્વપ્ન-તેમાં અડી વેળાએ રૂ. ૫૦૦) મળ્યા એ શું સૂચવે છે દેવી! કે તારૂં કામ અટકશે નહિ. ધીરજનું ભાગ્ય ઉપર પ્રસાદનું બળ છે, એ પ્રતીતિ થાઓ. અને મહાલક્ષ્મીનાં દર્શન કરી આવ્યો.

વદ ૭–સ્વપ્નમાં તમોગુણે હે સરસ્વતી! હવે તો ઉઠ. બંધન કાપ ઇત્યાદિ.

વૈશાખ સુદ ૩–સુરત આવી પાઠ ઓચ્છવ કીધો. સંહિતાના પાંચ વર્ગ ને લક્ષ્મીસૂક્ત એ વાંચ્યાં ને ઇચ્છયું કે યથાર્થ સમજ વેદની સુરતમાં બને થાઓ. તાપીનાં દર્શન કીધાં. ચંડીપાઠમાંથી સ્તુતિઓ વાંચી.

વદ પાંચમ–છોકરાને જનોઇ દીધું.

[પછી ગૃહતંત્રના વિચારમાં ને વ્યવહારતંત્રની વ્યવસ્થા કરવામાં બાકીનું વર્ષ ગયું. પછી આશો વદ ૦)) આ પ્રમાણે લખ્યું;–ક્યારે ઋણમુક્ત થાઉં ને ઓચ્છવ કરૂં? વળી તેં ઇચ્છા કરી? દિશાશૂન્ય છે તો જે સુઝે તે કરજે. પણ શમ દમ શાંતિ જ્ઞાનવિજ્ઞાનના વિચારમાં રહે: દંડનો વિચાર અપવિત્ર તથા ઐશ્વર્યના મદવાળાને માટે રાખવો. (તમો ગુણ ન રાખતાં ધર્મ રાખી દંડ કરવો). દેહાત્મવાદીની, નિર્ધનની, દુર્ગુણીની, વિલાસિની, એવા નરની દયા ખાવી. બોધિત થવું ને કરવું એ આનંદ લેવા.]

[ઇષ્ટદૈવત! દુર્જનની સંગતિથી દૂર રાખજે કે મનમાં નઠારા વિચાર ન આવે માગવું શું કરવા? માગવું તો ઇશની જ પાસે રજોગુણને ટાઢો પડયો છે પણ વેળાએ વેળાએ ઉપડે છે સ્થિતિપરત્વે. ભાગ્ય પ્રભુની સત્તામાં છે. સત્ત્વ ગુણની વૃદ્ધિ–બ્રહ્મજ્ઞાનથી, મન જિતવાથી. દેહકષ્ટ કરવાથી, વડીલ સેવાથી, ધર્મયુદ્ધથી; પશ્ચાત્તાપથી. ત્યાગથી, આસુરી જીવનો વખત ઘણીવાર જડ રહેથી, ઘેલછામાં રહેથી, વ્યાધિયે પીડાયાથી, યુદ્ધમાં મચેથી સુકાય છે.]

## સંવત ૧૯૩૭ :: સન ૧૮૮૧

માગશર સુદ પાંચમ–અમુક સંખ્યા જપે અમુક સિદ્ધિ, એ વિષે વાત ચાલતાં શ્વાસની ગણના ઉપર ઉતર્યા. દહાડો રાત મળીને ૨૧,૬૦૦ શાસ્ત્રમાં ગણ્યા છે, એટલે ૧ મિનિટે ૧૫). કપૂરચ્યેવતા સ્વરોદયમાં

એક મુહૂર્ત પા દીનર, સ્વરમેં શ્વાસ વિચાર;
દૈનિક અધિક અસ સાતસો, ચાલત તીન હજાર.

બે ઘડી–૪૮ મિનિટમાં ૩૭૭૩ ને સો વર્ષનું પ્રમાણ તો તેમાં ૪,૦૭,૪૮,૪૦,૦૦૦ એટલા એટલે ૧ મિનિટમાં ૭૮૬૦૪૧ આવે છે એ

જોતાં ને છાતીના ધબકારાનું પ્રમાણ અંગ્રેજી રીતે ૭૨ છે તો જૈન સ્વરોદયની ગણના છાતીના ધબકારાની હશે, શ્વાસોચ્છ્વાસની નહિ. શરીરમાં નાડી કેટલી, હાડકાં કેટલાં વિગેરે શિવગીતામાં જોવામાં આવ્યું, તો તેને અંગ્રેજી ગણતરી મેળવવી જોઇએ.

માગસર શુદ ૧૦—નાથુશંકરે કહ્યું કે, ભાસ્કરાચાર્યે શિવદત્તગુરૂનું સ્તોત્ર કીધું છે ને લલિતાભાષ્ય કીધું છે.

પોષ શુદ ૫— यः संध्याकालतः प्राप्तः त्यजेत्कर्म चतुष्टयम् ।
आहारं मैथुनं निद्रां स्वाध्यायं च चतुर्थकम् ॥

પોષ શુદ ૧૨—महाकालाय नमः । महाकाल्यै नमः । उत्तरायणसंक्रमणयोगिन्यै नमः । એમ ત્રણ અર્ધ આપ્યા. ચંડીપાઠમાંથી સ્તુતિનાં કવચ વાંચ્યાં. સંક્રમણશક્તિની પ્રાર્થના કીધી, જય ઇચ્છ્યો, પોતાના સંબંધીજનનો ને ને દેશી જન સમસ્તનો. દેવી ગીતાનો પાઠ કીધો—પ્રારબ્ધ થયા કરે છે, માટે કશીએ ચિંતા ન કરતાં ઇષ્ટ દેવીને જ કર્મ સમર્પણ કરવાં. યથેચ્છ વરત, અધીર થઇ સ્વધર્મ ભ્રષ્ટ થઇ અશુભ કર્મ ન કર, પણ ધૈર્ય ધરી, સ્વધર્મે રહી સદુદ્યોગ કર્યા કર, નિવૃત્તિપ્રવૃત્તિ તો બ્રહ્મજ્ઞાન વિષયમાં ખરૂં જ્ઞાન; બુદ્ધિયે કેવળ નિઃસંદેહ નથી તો પણ શિષ્ટના શબ્દ પ્રમાણે આજ્ઞાએ પૂર્ણ વિશ્વાસ રાખું છું, ને વિચાર કરૂં છું. માયાના અદ્ભુત કાર્ય વિષે પ્રત્યક્ષ પ્રતીતિ નથી પણ ભક્તિ વધે છે—ઇષ્ટ દેવતા ભણી, આ તો મારી પ્રતીતિ જ છે કે સુખદુઃખ અનિત્ય છે. મારા સંસાર ભણી જોઉં છું તો હું બહુ દુઃખી છું, ઋણસિંધુમાં નિમગ્ન છું, નિત્ય જ સાંકડમાં છું, ભાવીનો તો શો વિચાર! મારે માટે કેટલા જીવ દુઃખી? સ્ત્રીઓનો વિયોગ, તેઓનાં સ્વાચરણ, તેઓની સ્થિતિ, શરીર મન વ્યવહાર પરત્વે કોઇની ઇચ્છાનો લેશ પાર પડે નહિ, કેવી જાળ! પણ નિત્યાનિત્યને વિચારે તે દુઃખ પણ સહન કરવું જોઇએ, એ ન્યાયે જાળની સ્પૃહા રાખતો નથી. જ્ઞાનધર્મના વિચારમાં નિમગ્ન રહું છું ને બીજાને માટે તેઓનું ભાગ્ય સમજું છું. પ્રયત્ન કરતાં પણ ન ફવાય તેવો કાળ આવે છે જ. રાજા થવાનું કે મોટા વિદ્વાન્ થવાનું કોડ નહોતું, પણ સામાન્ય પક્ષનું, પણ કુટુંબમાં અનુકૂલ સ્ત્રીનું સુખ, અને સાધારણ ઉંચી સ્થિતિને જેટલું જોઇએ તેટલું દ્રવ્ય ઇચ્છતો. દુઃખની નિવૃત્તિને અર્થે કીધેલું ભોગવવું જ એ ખરી તથા ડાહી સમજ, અને ઇષ્ટ દેવતા ઉપર આસ્થા એ જ આગળ જતાં, આ જન્મે કે બીજે જન્મે ખરૂં સુખ ને ક્ષુદ્ર જ્ઞાનને અર્થે રૂડી બુદ્ધિ આપશે. ॐ नमः सरस्वत्यै नमः । વ્રત ભૂખ્યા રહી કરવું. એથી ચિત્ત સ્થિર રહે છે. વ્રત દેવ ઉપર દેહ કષ્ટને લેખવવું નહિ. સિદ્ધિ વિષયસાધ્ય થાય તો ચૈતન્ય

વિષે સારી પ્રતીતિ થાય. એક માળા ગાયત્રી જપે, ॐ श्री सांबशिवाय नमः। એ મંત્રે ૧૧ માળા, ને ૧ માળા ॐ श्री महासरस्वत्यै नमः। એ મંત્રે, માળા જપતાં બીજા વિચાર ઓછા હતા. વૈખરીએ ઇષ્ટની કલ્પેલી મૂર્તિ અદર્શ થઇ જતી. માનસિક જપ વેળાએ કોનો જપ કરૂં છું, તે વિસ્મરણ થતું. રૂપમૂર્તિ કે ગુણમૂર્તિ કે તત્ત્વનું ધ્યાન કરવું, એ વિષે નિશ્ચય કરવાનો છે. મારૂં વલણ તત્ત્વ તથા ગુણમૂર્તિ ભણી છે. આજનો દિવસ નિરર્થક નથી ગયો.

## નોંધ શા માટે રાખવી?

પણ આ પ્રમાણે નોંધ શા માટે રાખવી? શું વિશેષ છે? એક રીતે કંઇ પ્રયોજન નથી. બીજી રીતે સયુક્તિક છે, કે સાર શિક્ષણીય થશે, અમુક સંકલ્પને દૃઢ કરશે. ત્રીજી રીતે બીજાને બોધ મળશે, નોંધને માટે અવશ્ય કાળજી ન રાખવી.

પોષ શુદ ૧૫—આમાદેવીનાં દર્શન કરી આવ્યો. ભગવદ્ગીતા તથા દેવી ભાગવતમાંથી ત્રણ ગુણ વિષે વાંચ્યું. બીજ શક્તિ કીલક એના દાખલા આ પ્રમાણે:—

૧ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

२ ॐ तत् सत्—भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

શ્રુતિ સ્મૃતિના સિદ્ધાંત ઉપર વિશ્વાસ બેઠો છે, પણ હજી મોક્ષની ઇચ્છા નથી. દૈવી ચમત્કારનો અનુભવ થાઓ એવો લોભ છે. પૂર્વે પૂર્વે મલિન સત્વ ને રજો તમો માયા પ્રકૃતિમાં હાલ સત્વની વૃદ્ધિ છે. ર તમોમાં ઘટાડો છે. ચિત્ત પ્રસન્ન છે પણ ઉપાધિથી સમય સમયની તાણમ અધીર થઇ જવાય છે. પણ વળી સત્ત્વ, નીતિ, અભિમાન રહિતપણ દાખવી ભક્તિને દૃઢ કરે છે. કોઇ કોઇ વાર અન્યાયી અપવિત્ર દુષ્ટને દં થયેલો જોવાની ઇચ્છા થાય છે, જે વેળાએ શાપ પણ દેવાઇ જાય છે, પ જ્ઞાન તો સૂચવે છે કે ક્ષમા રાખ, તું જ નિમિત્ત છે તો તારૂં ભાગ્ય તેવાના સંબંધમાં આવ્યો. કરશે તે ભોગવશે ઇત્યાદિ.

પોષ શુદ ૧૪—દેવી પાસે નિત્ય જાચવું એ મૂર્ખાઇ છે. તે સ જાણે છે જ. નિષ્કામ ભક્તિ કરવી એ જ સિદ્ધાંત; પછી સમયે કામ નિમિત્તિક ભલે થાઓ. દેવી! તારો પ્રભાવ દાખવ—કંઇ લખાતું નથી—નમ કરૂં છું, માતા! મહાલક્ષ્મીનાં દર્શન કીધાં. તળાવે બેસી સ્તોત્ર ભણ

ને પછી પાછો ફર્યો હું કુદરતી શકિતને માનતો, પણ અમણાં જ્ઞાનકલા પ્રવૃત્તિનિવૃત્તિનો આધાર જગતની નિર્ગુણસગુણ શક્તિ દેવીને માનું છું-તારો ફરી થાપ, સુબુદ્ધિ આપ, નીતિવંત સંબંધીજનના સહવાસસુખમાં જોઇએ તેટલી લક્ષ્મી આપ. તું પૂર્ણ જયશ્રીવાળી છે. દેવી! પૂર્વકાળમાં મહાપુરૂષ જે દુઃખ પામતા. તેને ભાવી કહેવાને ઋષિઓ આવતા. મારી અકળામણમાં તું પરોક્ષે સહાય કરે છે એમ હું માનું છું. પણ હવે કેમ? અંબે! દિગ્મૂઢ છું,

પોષ વદ ૧૪–જપ કરતાં ભીતરમાં વિચાર આવે છે. એ ન આવે તો સારૂં. પૂર્વના પાપથી અખંડ જપ થતો નથી. પ્રપંચની ઉપાધિ, દુર્જનનો સંબંધ, એના ઉપદ્રવમાં ધીરજ રાખતાં શીખું છું. રાગદ્વેષને ઓછાં કરવાં, શાંતિ સમાધાનીમાં પણ રાખવાં, ઇષ્ટ દેવી ઉપર આસ્થા વધારતાં શીખું છું.

## દયાનંદ વિષે વિચારો

પોષ વદ ૦)) કાળચક્ર બદલાયે દેશમાં પરધર્મ કે સ્વધર્મ પ્રધાન થશે? સંસાર મિથ્યા છે એ જ્ઞાન બહુ સતેજ નહિ થાય એટલે પારકું ભળશે. શરીરથી જૂદો છે આત્મા, જીવની ગતિ મરણ પછી, એ ઉપર આસ્થા થશે ખરી. શુદ્ધ કાળની સંધિમાં છીએ. દયાનંદ શ્રાદ્ધ નથી માનતો તેટલો તે જૈન મતનો છે. દેવાદિ યોનિ નથી માનતો એટલે બૌદ્ધજન પણ નથી, એકેશ્વરને માને તો પદાર્થવાદી બૌદ્ધ છે. સ્વધર્મે જ જય થશે, પરધર્મે નષ્ટ.

મહા વદ ૧૩ – સુરતમાં – અશ્વિનીકુમાર જઇ આવી પ્રદોષ સમયે સાંબસ્મરણ કીધું. રાતે અગિયાર વાગ્યા પછી પ્રલયરૂપ જગતમાં પ્રથમ જે તેજોમય જ્ઞાનપ્રકાશ પ્રકટયો તેનો જપ કીધો. ॐ तेजलिङ्गाय नमः। ॐ महाकालाय नमः। ॐ श्री सांबशिवाय नमः। એકેક માળા.

ફાગણ સુદ ૭–બ્રહ્મકવચ ભણી મંત્રેલું પાણી બે ચાર માણસોને આપ્યું; તેણે કહ્યું–ડાકટરના ઘરનું છે? ના, જે કુદરતી શક્તિને માનો છો, તેને આરાધી આ પાણી આપું છું. તેણે પીધું. પછી ત્યાંથી આવી સ્તુતિઓ મેં વાંચી હતી.

ફાગણ શુદ ૧૨–મુકુંદરાયના વિવેકસિંધુમાંથી કેટલુંક વાંચ્યું.

ફાગણ શુદ ૧૩–ધર્મકર્મમાં સ. ના વિચાર શા માટે આવે છે? તેને સંમોહ થયો છે. એમ તું કેટલાક કારણથી કહે છે, પણ એમ જાણવું, એ તારો મોહ કેમ નહિ? હવે તારો તેનાપર સ્નેહ નથી, તેથી તારો અર્થ

નથી. પતિતના સહવાસમાં એવું ઠીક નહિ, એમ તું જાણે છે. પીહેરની ઉકમાં જાય, ન્યાતમાં જાય તેમાં તું રાજી છે એટલું છતે તેને સ્વધર્મશીલ થવાને બોધ આપે છે. એ તારો પ્રકૃતિ પરીક્ષા કરવાનો અભિમાન મોહ નથી? પિશાચણી હોય કે દેવી હોય, એ શંકા. તેણે હાટકેશ્વરના ઓચ્છવને દહાડે કે વૈશાખ શુદ ૩ જે બંગડી પહેરની કે એક અવસ્થા થાય નહિ તો મોહમાં શું કરવા શીખાતું? જપાદિ કર્મ કીધું. પછી વળી હે દેવી! હવે તારો પરતો દેખાડ, કાં તો સ૦ નો સંબંધ કરાવ કે છોડવ. કાં તો ઋણમાંથી છોડાર કે છેક નઠારી સ્થિતિમાં આણ, પણ વહેલી થા. હું પાપી છું, નિર્બળ છું, પવિત્ર કર સમ્બલમ્.

સંવત્ ૧૯૩૮-સન ૧૮૮૨:-ભગવદ્ગીતાનું ભાષાંતર કર્યું.

---

## સીતાહરણ નાટકનાં ગાયનો

[ નોંધ : નર્મકવિતામાં છાપેલા કવિજીવનમાં સ્વ. પંડિત નવલરામે લખ્યું છે કે દ્રૌપદીદર્શન નાટક ૨૨ વાર ભજવાયું હતું, પણ કવિશ્રીના કાગળો તપાસતાં એમ જણાયું છે કે ૪૦ વાર તો તે ભજવાયું હતું. આ ચાલુ ઉત્તરચરિત્રમાં કવિએ સીતાહરણ વિશે ઉલ્લેખ કર્યો છે. તે ઉપરથી અમે કવિના અપ્રસિદ્ધ કાગળો તપાસતાં સીતાહરણ નાટકનાં ગાયનોની ૭ પાનાની દફતર આશકારા પ્રેસ (રાસ્ત ગોફતાર, સત્યવક્તા, સત્યમિત્રનું પ્રેસ)માં છપાયલી એક જુની જીર્ણ થયેલી ચોપડી મળી. તે મળતાં આનંદ થયો; અને નર્મદપ્રેમી ગુજરાતીભાઇઓ માટે આ સાથે છાપી છે. સ્વ. નવલરામભાઇ લખે છે કે, "સીતાહરણ નાટક મુંબઇની 'નાટક ઉત્તેજક મંડળી' માટે કવિએ રચ્યો હતો, તેના વીશેક આસરે પ્રયોગ થયા હતા." આ પ્રમાણે એકવાર ભજવાયલા નાટકનું ગદ્ય લખાણ પણ હોવું જોઇએ, પણ તે આજે આપણને મળતું નથી તે અફસોસકારક બીના છે. કવિએ જેમ પોતાનાં બીજાં નાટકો ગાયન સાથે છપાવ્યાં હતાં તેમ સીતાહરણ નાટક કેમ નહિ છપાવ્યું હશે? કદાચ નાણાંનો સંકોચ હોય કે નાટકવાળાઓની એવી ઇચ્છા હોય. નવલરામભાઇનો મત ગમે તેવો હોય તો પણ આજે કવિની દરેક કૃતિ, સારી કે માઠી, સંઘરવા જેવી છે, માટે ગાયનો છાપ્યાં છે.

—સંપાદક ]

### રામચન્દ્રજી ને ઋષિ વિશ્વામિત્રની અર્પણ કરેલી અપ્સરાઓનું આપેલું વચન

કાહારવો–પીલુ બરવા

હરિ બેવચની નહી થૈયેજી,
નહી થૈયેજી – નહી થૈયેજી.

ભક્તિથી ગાવા ગુણ ઘણા તુજ,
બ્હીકે નહી ભૂલી જૈયેજી. ૨
વચન જ આપ્યું નીતિ પાલવે,
ભક્ત રેહેવા તે નીત સ્હાઈએજી. ૩

---

## રામચન્દ્રજીએ રાક્ષસોને હણવા માટે તપોવનમાં બ્રાહ્મણોએ માનેલો પાઠ

પદ—મુલતાની

કુણ કરે ઉદ્ધાર પ્રભુ વણ કુણ કરે ઉદ્ધાર—
ચરણકીત હમથી ન વદાએ, અનુગ્રહ ઉપકાર—પ્રભુ:
પ્રભુ અવતારી લિલાકારી, રામરટણ કરીએ સાર—પ્રભુ:

---

## સ્વયંવર સમાજમાં ધનુષ્યને પધરાવતી વેળાનું ગીત

પદ—કલ્યાન

પ્રભુ પ્રભુતાને વંદી બેલીએ-બાળ સીતા મહીમાએ,
હાંરે જુઓ બાળ સીતા મહીમાએ૦-પ્રભુ:
અદ્દભુત સુંદર કઠીન કોમલનો ભાસ અહી જોવાએ,
હારે રૂડો ભાસ અહી જોવાએ૦-પ્રભુ:

---

## સીતાએ રામચન્દ્રજીને વરમાળ આરોપતી વેળા સખિઓની મુબારકબાદી

પદ—જીંજોટી

મુનિ સાથે બે બંધવ આવ્યા, જાનકી સ્વયંવર સોલે હો;
મીથીલા જનક રાજાનું પણ છે, વરે ધનુષ્ય જે ટોલે હો૦-મુની૦ ૧
લંકપતી લજવાઇ ગયો ત્યાં, ઉઠે ન વીરો કોએ હો;
બાળક વેષે ધનુષ્ય ધારીને, જોઇ લેઇ સૌ મોએ હો૦-મુની૦ ૨
મુની આજ્ઞાએ રામ ઉઠીને, ધનુષ્ય ટોલી ટણ તોડે હો;
આવી જાનકી માળ પેરાવે, લાજી નીરખી કોડે હો૦-મુની૦ ૩
કવી ગાય છે રામ વીરને, જાનકી સુંદરી જોડે હો;
લક્ષમણ જોદ્ધો શેવા કરશે, રહી સદા એ સોડે હો૦-મુની૦ ૪

---

## રામચન્દ્રજીને અભિષેક કરવા અગાઉ રાત્રી જાગરણમાં ગુજારવાના અંતરમાં પુંજાનાં ગાયનો

ધ્રૃપદ–બીલાસ

**કૌસલ્યા તથા રાણીઓ**–સીસ મુંઘટ મન બિરાજે,
કાનમે કુંડળ અદ્દર છાજે; અદ્દર લાલ તીલક સુંદર,
રાણી માતાનો પ્યારો૦–સીસ.

૧ **બ્રાહ્મણ**–આગળ ગાઇએ,
૨ **બ્રાહ્મણ**–પાછળ ગાઇએ,
૩ **બ્રાહ્મણ**–અંહી ગાઇએ,
૪ **બ્રાહ્મણ**–તંહી ગાઇએ,
**બ્રાહ્મણ સઘલા**–દશરથ લાલ,
**વહુઓ**–સીતાનો પ્રીતમ જે પ્યારો૦

ધૃપદ જેજેવંતી.

**વસિષ્ઠ**–તુજ જય સુકીર્તી પ્રકાશ વધો નીત
**રામલક્ષમણ**–ગુરૂ દેવ મોટા
**બ્રાહ્મણો**–થઇશ રામ તુ અભુરા ભરણ
**રામલક્ષમણ**–મુનીવર હમપર પરમ કૃપાળ છોજી જ્ઞાન તણા દાતા
પ્રતાપી વડા દુઃખ હરણ૦
**સઘળાં**–તુંજ જય સુકીર્તિ પ્રકાશ વધો નીત૦

ભેરવ–ધૃપદ

તમે છોજો ગણપત દેવા બહુ બુદ્ધ દાતા ધરે સીસ ગજ તુંદ૦ તમે છોજો.

શુધ સ્વરી નામ તમારૂં જ ધરીએ ત્રણ લોકમાં છો તમો વીધ્યાધર, સપ્ત દ્વીપ નવ ખંડ૦–તમે છોજો.

ભેરવ–પદ

લાલ ભુપાલ ઉમંગ ધર આવે
સખીઓ સાહેલી સર્વ મંગળ ગાઓ૦–લાલ ભુપાલ.
સોલ સિંગાર શોભે યુવરાજને
મેરાસુંઘટ કટ ઘોક લગાવે૦–સખીઓ૦–લાલ ભુપાલ.

**રામચંદ્રજીની પાવડીઓને અભિષેક કરવા લઇ જતી વેળા**

એક વચન એક બાણ એક પત્ની વ્રત જેનું,
રાજ પુરૂષ શ્રી રામ થયું છે દર્શન તેનું.

સત્ય સુચી વ્રત સજશ એક પતીવ્રત છે જેનું,
ગોરી સુંદર સરસ રામની સીતા તેનું.
દર્શણ દુર્લભ વળી થયું છે કાળ તણું તે
ઉતાવતું બહુ રળી ઓધી હીત ઘણું ઘણું તે.

---

## સીતાએ રામચંદ્રજી આગળ ગાયલું તપોવનનું વર્ણન

### લાવણી

દારૂણ વનમાં વીશાળ આશ્રમ ઋષિનો આ સોએ,
મનોહર સુંદર આ સોએ,
સુંદર શો સોએરે
હરયું મન રચનાને જોએ—૧
ચારૂ વાટીકા ઉપવંન અહીંતહીં વીવીધ વૃક્ષ વેળી
ફુલ ફળ વીવીધ વૃક્ષ વેળી
વીવીધ વૃક્ષ વેળીરે
કરે બહુ પંખી જંતુ કેળી—૨
આ પાસે વિદ્યાર્થિઓાની કોટડીઓ આવી,
જુજવી કોટડીઓ આવી,
કોટડીઓ આવીરે
ગોઠવણુ રૂઅડલી ભાવી—૩
આ પાસે સોપાન મરગેને અર્ચીત ચંદનથી,
ચડપીઓ અર્ચીત ચંદનથી,
અર્ચીત ચંદનથીરે
વેદને બાણે જુએ મંનથી—૪
ધર્મ કર્મમાં તતપર રેતી ઋષીપત્ની દેખું,
હાણીને વેવળીઓ દેખું,
વેવળીઓ દેખુંરે,
પવીત્રને સુંદર પણ પેખું—૫

---

## લંકા ઘડમાં સીતાનો વિલાપ

### ગરબી.

એવી શી અપરાધિ હું છું રામ રે
ત્યાગે મારે અહીં લંકામાં આવી જો;
તરછ્યું નથી હનુએ મેં ક્યાંહી શ્યાંગ રે;
અબળા સામું જુઓ દયા કંઇ લાવી જો૦—એવી. ૧

રતરતમાં સઉ દુઃખ તમારૂં જોઉં રે,
એ જોવામાં હું મારૂં વીસારૂં જો;
હાય પડયો પણ વીજોગ કહીને રોઉં રે,
દુઃખથી છુટવા પ્રાણ કાડવો વારૂં જો૦—એવી. ૨

ચકણીના જેવું પણ ભાગ્ય ન માહરૂં,
રાત ને દહાડો વીરહ ત્રાસ દુઃખ થાય જો;
સત્યવીર છો રામ કહી દો પાધરૂં,
લક્ષમણજી તમ કેરી મુજને સાહે જો૦—એવી. ૩

---

## રામચંદ્રજી ઉપર સીતાએ હનુમાન પાસ કહેવાડેલો સંદેશો

## કાફી–હોરીની ચાલનું પદ.

**સીતા**–રઘુવીરને વિનંતી મારી,
કહો મારી સુનાવો મારી.––રઘુવીર૦

સુનો હનુમનતા અંજની નંદન,
કેહજો સંધેશાની હોરી;
સીસ નમાવી ચરણ સ્પર્ષ કરજો,
કરજો વીનંતી મારી રામજીને બેહુ કર જોડી–રઘુવીર૦

દીન નહી ચેન રાત્ર ન નિંદ્રા,
ખાન પાનને વીસારી,
વન ઉપવનમાં જઇ પડી હું,
તમારૂં જ ધેઆન ધરયું રે, રામ રામ મુખથી રચ્યું રે–રઘુવીર૦

**હનુમાન**—કહું છું હનુમાન ધીર ધરો માત,
લંકાની કરૂં છું હોરી,
રાવન કુમ્ભકર્ણ સર્વ મારી,
મેઘનાદને હનુરી, દેઉ બંધ તેત્રીસ છોડી––રઘુવીર૦

---

## કુમ્ભકર્ણને જગાડવા માટે અપ્સરાઓનું ગીત

## પદ–આશાવરી

જતન વીના મૃગાએ ખેત્ર બગાડ્યાં,
તો જાગો જાગો મારા પ્યારા.–જતન૦

# પરિશિષ્ટ ૧

**નોંધ:** કવિએ જ્યારથી કવિતા રચવા માંડી ત્યારથી તેમને એક જાતનું અભિમાન ચઢેલું. તેમની પ્રાથમિક દશાની કવિતા આજના ધોરણે કસતાં કોઇને માલવાળી કદાચ ન લાગે. કવિના જેમ તેમના કાળમાં પ્રશંસકો હતા તેમ તેજોદ્વેષીઓ પણ હતા. આવા તેજોદ્વેષીઓમાંથી ઘણાઓ પાછળથી મિત્ર બન્યા છે. તેમાંના એક તે રાજકોટના શ્રીમાળી સ્વ. હીરાચંદ કાનજી કવિ પણ હતા. કવિએ એના સંબંધમાં બેચાર સ્થળોએ ઉલ્લેખ કરેલો છે, અને અમે પણ પાદટીપમાં થોડીક માહિતી આપી છે. કવિના આ પ્રતિસ્પર્ધી કેવા હતા તેનો કંઈ ખ્યાલ આવે તેટલા માટે તેમણે જે પ્રથમ ગ્રંથ કવિ સામે છપાવ્યો હતો તેની એક નકલ મળી આવતાં અત્રે અમે સંગ્રહાર્થે છાપી છે. અભ્યાસકોને અને નર્મદપ્રેમી સાહિત્ય રસિકોને જે ઉપયોગી થયા વિના નહિ રહે. પાદટીપમાં આપેલા શબ્દાર્થો લેખક હીરાચંદના પોતાના છે. "ગુજરાતી" પત્રના દીવાળીના એક ખાસ અંકમાં શાસ્ત્રી સદાનંદ શુકલે લખેલો એક લેખ આ સંબંધમાં વાંચવા યોગ્ય છે.—**સંપાદક** ]

---

## મિથ્યાભિમાન-મત-ખંડન

નામનો ગ્રંથ

**કવિ હીરાચંદ કાનજીયેં રચીનેં**

સ્વરૂપ દલીચંદના

છાપખાનામાં છપાવ્યો

અમદાવાદ મધ્યે

ઠેકાણું

આસતોડિયામાં પોતાના ઘરમાં

સંવત ૧૯૧૫ માં — સને ૧૮૫૯

---

# મંગળાચરણ

## વસંતતિલકા છંદ

હે દેવ સર્વ કરતા કરૂણા કરી તેં,
આ દેહ બુદ્ધિ અતિ મંદ ખરી ભરી તેં;
આપી અપાર કવિતા કણિકા જરી તેં,
રાખી રહે ન રહિયે રસ નિર્ઝરી તે. ૧

આરંભે વર્ઠ કપટના તટનેં દમાવે,
પૂરેં ભરી ખલ ઉલૂખલનેં ડુબાવે;
વિદ્વાન વારણ વચેં રમવા સધાવે,
એવી નદી હ્રદયમાં નહિ કેંમ આવે. ૨

મિથ્યાભિમાન તટનેં ભટ વેરી દેતી,
ઉચ્છાહ વિરરસ નિર્મળ નીર લેતી;
વાંકા વિવાદ મગરો ઉપમા ય રેતી,
રૈ લક્ષણા ભમરિ ભેર કુબુદ્ધિ લેતી. ૩

સ્નેહી ઉદાર ઉપકારિ ઘણે પ્રકારેં,
વિદ્વાન ભૂષણ અદૂષણ કોય હારે,
રોતા હસે પણ ઘયાં મળિને નઠારે,
ભાષા બગાડી રગડી નરશે વિચારે. ૪

ઈંગ્લીશ લોક વિદ્વાંન દીવાંન કર્તા,
આ દેશ વાણિ શુભ ચિંતન ચિત્તવર્તા;
નેટીવ ભેટી કુડ ધૂડનિ ચેરી ભર્ત્તા,
કે માસ્તરો વસતરો તજિ યુદ્ધ કર્ત્તા. ૫

### દોહા

કરવી સહેતા શઠ થકી દાનાથી દાનાઈ,
એવી વાત વિના મળે નાનાથી નાનાઈ. ૬

### સોરઠા

દિલમાં દુઃખ ન સમાય બારેં કાઢું મુખેં કરી,
દુષ્ટતણા દિલમાંય વસવ હસવા સુજનનેં. ૭

---

કડી — શબ્દાર્થ

૧ નિર્ઝરી—નદી.
૨ ઉલૂખલ—ખાંણીયા
વારણ—હાથી.
૩ ઉચ્છાહ—યુદ્ધનો રસ.
લક્ષણા—ઉંડો વિચાર.
૪ ભૂષણ—ઘરેણું.

# પરિશિષ્ટ ૧

**નોંધ:** કવિએ જ્યારથી કવિતા રચવા માંડી ત્યારથી તેમને એક જાતનું અભિમાન ચઢેલું. તેમની પ્રાથમિક દશાની કવિતા આજના ધોરણે કસતાં કોઇને માલવાળી કદાચ ન લાગે. કવિના જેમ તેમના કાળમાં પ્રશંસકો હતા તેમ તેજોદ્વેષીઓ પણ હતા. આવા તેજોદ્વેષીઓમાંથી ઘણાએ પાછળથી મિત્ર બન્યા છે. તેમાંના એક તે રાજકોટના શ્રીમાળી સ્વ. હીરાચંદ કાનજી કવિ પણ હતા. કવિએ એના સંબંધમાં બેચાર સ્થળોએ ઉલ્લેખ કરેલો છે, અને અમે પણ પાદટીપમાં થોડીક માહિતી આપી છે. કવિના આ પ્રતિસ્પર્ધી કેવા હતા તેનો કંઈ ખ્યાલ આવે તેટલા માટે તેમણે જે પ્રથમ ગ્રંથ કવિ સામે છપાવ્યો હતો તેની એક નકલ મળી આવતાં અત્રે અમે સંગ્રહાર્થે છાપી છે. અભ્યાસકોને અને નર્મદપ્રેમી સાહિત્ય રસિકોને જે ઉપયોગી થયા વિના નહિ રહે. પાદટીપમાં આપેલા શબ્દાર્થો લેખક હીરાચંદના પોતાના છે. "ગુજરાતી" પત્રના દીવાળીના એક ખાસ અંકમાં શાસ્ત્રી સદાનંદ શુકલે લખેલો એક લેખ આ સંબંધમાં વાંચવા યોગ્ય છે.—**સંપાદક** ]

---

## મિથ્યાભિમાન-મત-ખંડન

**નામનો ગ્રંથ**

**કવિ હીરાચંદ કાનજીયે રચીને**

**સ્વરૂપ દલીચંદના**

છાપખાનામાં છપાવ્યો

**અમદાવાદ મધ્યે**

ઠેકાણું

આસતોડિયામાં પોતાના ઘરમાં

સંવત ૧૯૧૫ માં — સને ૧૮૫૯

---

## મંગળાચરણ

### વસંતતિલકા છંદ

હે દેવ સર્વ કરતા કરૂણા કરી તેં,
આ દેહ બુદ્ધિ અતિ મૂક્ષ્મ ધરી ભરી તેં;
આપી અપાર કવિતા કણિકા જરી તેં,
રાખી રહે ન રદિયે રસ નિર્ઝરી તે. ૧

બારચેં વઈ કપટના તટનેં દબાવે,
પૂરેં ભરી ખલ ઉલૂખલનેં ડુબાવે;
વિદ્વાન વારણ વચેં રમવા સધાવે,
એવી નદી રદયમાં રહી કેમ આવે. ૨

મિથ્યાભિમાન તટનેં ભટ વેરી દેતી,
ઉચ્છાહ વિરરસ નિર્મળ નીર લેતી;
વાંકા વિવાદ મગરો ઉપમા ય રેતી,
રૈ લક્ષણા ભમરિ ભેર કુબુદ્ધિ લેતી. ૩

સ્નેહી ઉદાર ઉપકારિ ઘણે પ્રકારેં,
વિદ્વાન ભૂષણ અદૂષણ કોય ઠારે,
રોતા હસ્યે પણ ઇર્યા મળિને નઠારે,
ભાષા બગાડી રગડી નરશે વિચારે. ૪

ઇંગ્લીશ લોક વિદ્વાંન દીવાંન ઠર્તા,
આ દેશ વાણિ શુભ ચિંતન ચિત્તધર્તા;
નેટીવ ભેટી કુડ ધૂડનિ પેરી ભર્ત્તા,
કે માસ્તરો વસતરો તજિ યુદ્ધ કર્ત્તા. ૫

### દોહા

કરવી શઠતા શઠ થકી દાનાથી દાનાઈ,
એવી વાત વિના મળે નાંનાથી નાંનાઇ. ૬

### સોરઠા

દિલમાં દુઃખ ન સમાય બારેં કાઢું સુખેં કરી,
દુષ્ટતણા દિલમાંય વસંવ હસવા સુજનનેં. ૭

---

#### શબ્દાર્થ

કડી

૧ નિર્ઝરી—નદી.

૨ ઉલૂખલ—ખાંણીયા
વારણ—હાથી.

૩ ઉચ્છાહ—યુદ્ધનો રસ.
લક્ષણા—ઉંડો વિચાર.

૪ ભૂષણ—ઘરેણું.

## ભાગ ૧

'બૉર્ડ ઑફ એજ્યુકેશન' થયા પછી, ગુજરાતિ ભાષાનો શોધ કરવાનેં ઇંગ્રેજી ભણનારા વિદ્વાંન એટલા તો થૈ પડ્યા છે, કે જાંણિયેં મારવાડમાંથિ હજારો ટીડ ઊડીનેં ગુજરાતના ખેતરમાં બેઠાં દાંણા ખાયા જ કરે છે, અનેં હમણાં બૉર્ડની ઇચ્છા એવી થૈ પડી છે જે ગુજરાતિ ભાષામાં કવિતાનો ફેલાવ થાય તો શારૂં. તેથી જાંણિયેં કવિયોનું તો મધપોડું ભરાઇને માખિયોં બણબણ થયા જ કરે છે. અને હવે બોર્ડ ગુજરાતિ ભાષાનો કોશ કરવાનું ધારે છે, તે કરવા શારૂ ઇંગ્રેજી ભણનારા કોસ્ય હાથમાં ઝાલીનેં કમર બાંધિ તયાર થૈ રયા છે, તે જારે બોર્ડ ફરમાવસે તારે ગુજરાતિ શબ્દ, અર્થ અને કાર્ય, અભિપ્રાય મૂળ નેં સૂત્ર સુધાં પૃથ્વીમાંથિ શોધિને ખોદી કાડસ્યે એમાં કાંઇ શક નથી. અને જેંમ બોર્ડ નીશાળીયા નેં મેતાનિ પરીક્ષા લે છે, તેંમ જ જો ગુજરાતિ ભાષાના વિદ્વાંનની પરીક્ષા લે તો ખરેખરા વિદ્વાંન કોક જ નીકલી શકે જેંની ઉમર ગુજરાતિ ભાષાના શોધમાં વીતી હસ્યે. પણ બાળપણાથી ઇંગ્રેજી ભણ્યા છે તેમાં આ દીવસ સુધિ એકે નીકળસ્યે નહી, નેં કોય છેય નહી. એ મુખ્ય કારણ બોર્ડે સમઝવું જોઇયેં. ગુજરાતિ લોક એક કાચિ પાકી ફક્ત ઇંગ્લિશ ભાષા ભણીનેં અભિમાનથી ઇંગ્રેજી અને ગુજરાતિ ભાષાના આચાર જ થઇ ફરે છે, એ કાંઇ અકલવાળાનું કામ નથી, કેમજે એક પણ ચોપડા ભણ્યા નથી, એવા ઢેડ નેં મોચી વગેરેં ઘણાય ઇંગ્રેજી ભાષા ઝડાકેથી બોલે છે તે શું વિદ્વાંન કેવાશે? અને દક્ષણિ લોકની બાઇડીયું ગુજરાતિ ભાષા સાફ બોલે છે તેથી શું વિદ્વાંન કેવાશે? અને બેચાર ક્ષાર, ધાતુ, વાયુ, ને તેજાબ ભેળા કરીને કાંઇક ભડકાને ભડાકા કરશે, તે શું રસાયન પદાર્થ શીલ્પ ભુસ્તર શાસ્ત્રના જાણ કેવાશે? એવું જાંણીનેં માસ્તરોયેં અભિમાંન કરવું ન જોઇયેં? કેમજે જરાક વીદ્યા ભણ્યા હોય તે જ મૂર્ખાઇ કરે છે.

---

## ભાગ–૨

(આ ભાગમાં મિથ્યાવિદ્યાભિમાંની તેં સદ્વિદ્વાંનનો સંવાદ છે.)

### મિથ્યા વિદ્યાભિમાની:– ભુજંગી છંદ

નથી બોકરી ગુર્જરી માંહિ શબ્દો
ભલા તે રચતો નથી ગ્રંથ લબ્દો
અમે ગ્રંથકર્તા થઇ રંગ પીધો
લઇ ફારશી આરશી તુલ્ય[1] કીધો ૧

---

૧ તુલ્ય–જેવો.

સદ્વિદ્વાનઃ- ભુજંગી છંદ

રૂડો ભાણ ઘુડો ન દેખે કદાપી
ખુડચો પાણિનો પાંણિ દેખે ઘડાપી
ભણી ગુજર્જરી નેં જરી તેં અજીઠા
રચ્યા લાખ તો દ્રાખથી શબ્દ મીઠા  ૨

મિથ્યા વિદ્યાભિમાનીઃ- ભુજંગી છંદ

નથી જે ભણ્યા ફારશી અંગરેજી,
રચે તે ન કૈં ગ્રંથની રંગરેજી;
બિજા ગુજરાતિ ભણ્યો(?) સૌ પરેજી,
ચતૂરાઇ કે સભ્યતા નૈ ધરેજી.  ૩

સદ્વિદ્વાનઃ- ભુજંગી છંદ

નથી ગ્રંથ દીઠા તેં આંખ્યે નિયાળી,
કથી જુઠી વાતો કરે છે ખુશાલી;
થથી તારિ તો આ સભામાં સમાઇ,
બથી જો તો જા તું રસાતળ ધાઈ.  ૪.

મિથ્યા વિદ્યાભિમાનીઃ- ભુજંગી છંદ

કહું કે દિ નૈં ગુજર્જરી વાત માંઇ,
થયા ગ્રંથ પેલાં હવે કૌં ન ધાઇ;
બન્યા બોર્ડની શોડથી ગ્રંથ ચાંઈ,
ગણો તેહથી સૃષ્ટિ પેલી રચાઇ.  ૫

સદ્વિદ્વાનઃ- ભુજંગી છંદ

નથી આબરૂ ગુજર્જરી વાત બાંધી,
રચે ગ્રંથ તેની તથાપિ ઉપાધિ;
વિનાનાં ઘરૂં પુસ્તકો પાંચશો તો,
પછેં લૂગડાં કાઢિનેં નાચશો તો.  ૬

મિથ્યા વિદ્યાભિમાનીઃ- ભુજંગી છંદ

બહૂ ગુજર્જરીનાં કવી શબ્દ મર્ડે,
લઇ દેવભાષા ઘણું શકત ખર્ડે;
ન તેથી ઘણાં માણુસો અર્થ કર્ડે,
ધરી નામ પોતાનું રચ્યા કાજ ભર્ડે.  ૭

શબ્દાર્થ

કડી
૨ ભાણ—સૂરજ.
અજીઠા—એઠાં.
૩ સભ્યતા—સભાલાયકપણું.
૪ થથી—થીરતા. રસાતળ—પાતાળ.
૬ ઉપાધિ—દોષ.
૭ દેવભાષા—સંસ્કૃત.

સદ્વિદ્વાનઃ- ભુજંગી છંદ

કવી કીર્તિ તેં કાનથી નૈં ખમાઇ,
બળીને વૃથા દોષ લે છે કમાઇ;
ભણી ફારશી અંગરેજી ધમાઇ,
ગઇ આબરૂ તારિ નાવે પમાઇ. ૮

મિથ્યા વિદ્યાભિમાનીઃ- ભુજંગી છંદ

કવીતા તણા અર્થ નૈં સર્વ જાંણે,
સ્ત્રિયો છોકરાં નૈં ભણ્યાં તે ન માંણે,
શુણે ગ્રંથ જે વાતમાં તેજ ટાંણે;
ખુલાશા થકી અર્થ નેં સર્વ આંણે. ૯
નહીં આબરૂ રાગનીં ફાગની કૈં,
ભવૈયા પવૈયા ગવૈયાઓની કૈં,
કવીતાઇ તો ભાંડ નેં ભાટની કૈં;
ગૃહસ્થો તણી જીભની કાંમની કૈં. ૧૦

સદ્વિદ્વાનઃ- ભુજંગી છંદ

સ્ત્રિયો રેંટિયે કાંતતાં કાં નિરાંતેં,
મળે ચાર કાં એકલી દીન રાતેં;
મનેં રાજી થૈ ગાય છે કૈંક ભાત્યેં;
નથી માંડતા વાત તારી પરાંતેં. ૧૧
વિવામાં દિવા મૂકીનેં નોરતાંમાં,
વળી દેવદ્વારેં સવારે જતામાં;
મળે માનવી રાગ છંદો લતામાં,
ગઇ આંખ્ય શું કેમ નાખ્યું મતામાં. ૧૨
કવિતા સવીતા સરીખી સહૂનેં,
તવીતા સરીખી તું જેવા બહૂનેં;
દઉં ડાંભ સે છેટ છેટે તહૂનેં,
ગમે તો વળી પૂછિ આવ્યે વહૂનેં. ૧૩

---

કડી શબ્દાર્થ

૮ કીર્તિ–જશ. ધમાઇ–હણાઇ.
૧૧ પરાંતે–સવારે. વાત–મોંકાણ.
૧૨ દેવદ્વારે–દેવના મંદિરમાં.
૧૩ સવિતા–સુરજ. તવીતા–તાવેથો.

## ભાગ-૩

(આ ભાગ કેવલ મિથ્યાભિમાનીને શિક્ષારૂપે છે.)

### કવિત્ત

અંગરેજી વિદ્યા અંગ, તેજી થઇ જનમથી,
ગુજરાતિ જરા શિખિ, લીધુ ત્રંણ્ય દીનમાં;
રાજીયા અમલ લઇ, છાજીયા હાજીયા તઈં,
ગાજીયા ગ્રંથો બનાવા, સંગ તેવા હીનમાં;
ભાષાનો પ્રકાશ કેવા, વાસ કેવો પાશ કેવો,
જાંણે નહિ, તાંણે ગ્રહી, મૂરખ આકીનમાં;
આંધળો કાંણાને દૂઝે, કાંણાને ન કાંઈ સૂઝે,
હૈયામાં ન બૂઝે ઝુઝે, સૂરતાનાં ચીનમાં. ૧

આંધળા તે કાંધ લાકડાં, લઇ તયાર થયા,
ગુજરાતિ ગુજરી, કુંજરી જેવિ માંણુવા;
ભાષામાંહિ જાશા નાખે ન જાણે તે પરદેશી,
દેશી કૈક સિદ્ધ થયા, ઊંધા મત તાંણુવા;
આંધળા તે હાથી પર હાથ ફેરવીને બોલ્યા,
થાંભલાં શાંભેલાં શૂપડાંના જેવા જાણુવા;
ગ્રંથને બનાવે ખોટા, પંથને ચલાવે છૈયાં,
છોટા કોશલાવે દાઝે, અક્કલના ધ્રાંણુવા. ૨

હાથમાં લઇને શોટી વાતો તું કર છ મોટી,
બાળકોને કાજ કોટી ચોટી નથી ચિત્તમાં,
ધરમથી થયો ભ્રષ્ટ જાસ્યે યાથી થાસ્યે નષ્ટ,
પામીસ પરમ કષ્ટ રાખી હેત વિત્તમાં;
ધંધા તો થયો છે પોલો, તાં નથી બાપનો ખોળો,
લાગસ્યે જમનો ગોળો કાં શીલા અંકીતમાં;
તારે કાજ્યે કહ્યું મેં તો હજી જો તું છાનોરેતો,
નથી તારૂં નામ લેતો કહ્યું એ તો પ્રીતમાં. ૩

કિતાબો ભણીને લઇ ખતાબો ખુરશી બેઠા,
ગતાબોળ ગયા અભિમાનમાં ભરાઇને;

---

#### શબ્દાર્થ

કડી
૨ કુંજરી-હાથણી.
ધ્રાંણુવા-ધાંણ.

૩ નષ્ટ-મરશી. વિત્તમાં-ધનમાં.
શીલા અંકીતમાં-શીલા છાપમાં.

મેતાબોની પઠે ઊઠી જાશો અધપળ માંહિ,
નતાબો ધરમનો લૈ રે શો ભાવ રાઇને;
ઉપરથી આછી ચાલ, અંતરમાં રહે શાલ,
વચનની જાળ શીને નાંખે મને ભાઇને;
બોલ દઇ ધોળ કરે કોળ પડયે બોળ્ય ધરે,
જીભે ગોળ ચોળે સ્વારથને કાજ ભાઇને. ૪

ભુજંગી છંદ

રડે રાતનાં રાનમાં બૌ શીયાળો,
ન તેનો કદી સિંહને ઓશિયાળો;
ચતુર્માસું વીત્યું હવે તો શિયાળો,
ઊડી મચ્છરો જાયગા નાશિ આળો. ૫

કરે આટલું કાટલું તું સુરાપી,
ભર્યું આટલું પાપનું લૈ ખરાપી;
ચતૂરાઇ જો ચિત્તથી તું જરા પી,
નવી નીત્ય જોને કવીની સરાપી. ૬

**ઘણા મારતરો અસ્તરો લૈ ફરે છે,**
**ગુણી ગુર્જરી બોડવાનું કરે છે;**
**કવી લૈ પવી પાશ પોરા ભરે છે,**
**જુઓ સાર કેવું પછે નીસરે છે.*** ૭

ઘણા જન્મ અંધા તે ધંધા નિહાળે,
અધાધોમ ઉચ્ચાર અર્થો પખાળે,
લઇ હાથ હાથે પિછાડીથિ ચાલે,
પડે ખાડમાં તે કહો કોણ ઝાલે. ૮

ભલા પંડિતોની ચતૂરાઇ કાપે,
કળા આપની કાગની પેર ચાંપે;
બળાપા ટરી વેણ સાચા ઉથાપે,
છળવા કાજ આશા દઇ દિલ્લ સાપે. ૯

---

કડી શબ્દાર્થ

૪ મેતાબો—બપોરીયો.
૫ ચતુર્માસું—ચોમાસું.
૬ સુરા—દારૂ. સુરાપી—દારૂડીયો.
૭ પવી—વજર નામે હથિયાર.

*આ સાતમી કડી વિશે એક પ્રશ્ન એમ.એ. ની પરીક્ષામાં સ્વ. ગોવર્ધનરામે પૂછેલો યાદ આવે છે. સંપાદક.

ભણ્યા જન્મથી અંગરેજી નિશાળે,
ચણ્યા ખાટને બાપનો કૈંક ખાળે:
ચણ્યા ગ્રંથ ગંઘાતિ ગાંડયો મિશાળે,
હણ્યા શું હવે ગુજરી વાંણિ બાળે. ૧૦

બથી અંગરેજી ન રંગે રસાયા,
રથી ગુજરે પંડિતોથે કસાયા;
કથી બાપણો લોક મધ્યે હસાયા,
મથી મસ્તકો ક્રોધ સર્પે ડસાયા. ૧૧

ન જાણે જરી ગુજરીનો ખુલાશો,
ન માણે ભરયા રાગમાં જે હુલાસો;
ન આણે હરયા સૂનૂતાના વિલાસો,
ન ટાણે ભલા કામનો રે દલાસો. ૧૨

મળી મંડળી બાપણોના બડાકા,
કરે શંખ જેવા શડાકા ઝડાકા;
ભસે કોય સાચું ન મારે તડાકા,
પછે તાળી કૂટી ભરે પૈ ફડાકા. ૧૩

અધૂરૂં ભણી અંગરેજી મુંજાણા,
ન પૂરૂં ગણી ગુજરાતિ ભિજાણા;
ન ખૂરૂં કવીતાનું ચાખ્યું ખિજાણા,
ન શૂરૂં બન્યું કામ તેથી પિંજાણા. ૧૪

વસંતતિલકા છંદ

વિદ્યાભિમાન મતિ હીન કરે અદાપી,
સંપૂર્ણ પંડિત ન માન ધરે કદાપી;
તારૂં ન જાય મચ્યકો અતિ આપદા પી,
રે તેં પ્રમાણ પણુથી સુખ સંપદા પી. ૧૫

નિંદા પરાઇ અપમાન કરયે મળેશું?
વિશ્વાસઘાત કરતાં જનને છળ્યેશું?
મોટાઇ કેરૂં મનમાં બળતું બળ્યેશું?
ખોટાઇ માંઇ અરિ તે વચને રળેશું? ૧૬

નિંદ્રા નિરાંત દિનરાત કરી ન પૂરી,
મુદ્રા[1] પગારનિ ભરી પશલી અધૂરી;

---

૧ મુદ્રા-રૂપૈયા.

તાણે ૨૪ ઉપરિને કરતાં મજુરી,
શું રાજ આજ મળસ્યે ચરતાં ગરૂરી? ૧૭
બેશી બગી વચમથી ધનવાન સાથે,
વિદ્વાનમાં જબર જંગ ન કોય માથે;
જાણેછ જો ખચીત તો લઇ આવિ બાથે,
તેથી ન કોય ડરસ્યે રજુવાત ભાથે. ૧૮
કૈં ગ્રંથ મેં રચિ ધરયા શુભ વાત ચિત્તે,
છંદે સ્વરે પરસિયા રસપાતથી તે;
જે કંઇ છપાઇ પ્રગટે ભલિ ભાતથી તે,
આવ્ય વિચારિં જડતું અતિ ખાંતથી તે. ૧૯
એ ગ્રંથ બાંધિ સરજો દરજો લઇને,
તે સાથે જો કરૂં હું નાટક બૌ કઇને;
જો શું ખુબી જગતમાં વરતે જઇને,
કાં પંડિતાઇ નિસરે પડીકાં થઇને.* ૨૦

ચંદ્રિકા છંદ

ગુજરવા ગુજરાતિ ગોહણો લઇ,
કવિ નાક વિના કરવા સઇ;
કવિના પવિથી ચવી જશો કઇ,
રવિના સુત હાથ થશો ભઇ. ૨૧

શિખરિણી છંદ

કરે વાતો મોટી નથી નજર ચોટી સુમતમાં,
ચતુરાઇ રાઇ સમ મન ન ખોટી મમતમાં;
રહે રાખી ખોટી કવિ નિતિની કોટી ગમતમાં,
જમે રોટી ચોટી તજિ ધરમ ધોડે રમતમાં. ૨૨
ભણી એ બી શીડી પડછ પટ વિદ્વાન દળમાં,
બકે છે સ્યા માટે નથિ અકલ તારી સકળમાં;

---

શબ્દાર્થ

| કડી | | કડી | |
|---|---|---|---|
| ૧૭ | ગરૂરી–અભિમાન | ૨૨ | ઓટી–ચાખી |
| ૧૮ | ભાથો–તીરોનો ભાથો | | કોટી–બાબત |
| ૧૯ | રસપાતથી–રાગે રસેયુક્ત | | ચોટી–ચોટલી |
| ૨૧ | ચળી–મરી | ૨૩ | દળ–લશ્કર |
| | રવિના સુત–યમ | | સકળમાં–બધામાં |

*૧૯મી અને ૨૦મી કડીના પ્રથમાક્ષરો બરોબર છપાયા નથી તેથી અટકળે બેસાડેલા છે. —સંપાદક.

બધી વાતો સાથે નઇ સધિ સકે એક પળમાં,
મળે લે મૂર્ખાઇ જકર કરી લેખાઇ ખળમાં. ૨૩
ભણી તે છે તારી નથિ સરવ વિદ્યા તુજ તણી,
અજાણી વાણીમાં મ કરિશ તું પાણી મતિ હણી;
ન કેવારે કાણી સત અસત્ કે તે કુળ ભણી,
ગણી લે વન ટુ ત્રી વખત કહું તે માન્ય છગણી. ૨૪
અભિમાને અંધી થઇ નજર ખંધી નામ રઇ,
નિતી સંધી રંધી પરનિ વિદ્વતા ગમિ નઇ;
ખળાઇ, ખોળાઇ વચનથિ છપાઇ નિત વઇ,
ભણી એ બી શી ડી શડી અકલ કીડી લઇ ગઇ. ૨૫

## શાર્દૂલવિક્રીડિત છંદ

એતેશ શિખિ શેખિ લેખિ મનમાં શું થાછ ઉતાવળો,
બાંધિ હળદર ગાંઠ ગાંધિ બનતાં પાશેથિ પાછો વળ્યો;
આદેશી વચમાં વશી વઇ ગયો વાતેં બન્યો ચાવલો,
રે, હેવાન, લવાન શાંન કરતો વિદ્વાન કે વેવલો. ૨૬

## શાળિની છંદ

મોજાં શોજાં હાથ પગે ભરાવ્યાં,
શાલો વીટી પાગ બૂટો ધરાવ્યાં;
ખોજા જેવાં ખોળ કીધાં કરાવ્યાં,
શેજાં બાપા ગુજ્જરીનાં ઠરાવ્યાં. ૨૭

---

## ભાગ—૪

(આ ભાગ કુકવીને શિક્ષારૂપ છે).

## કવિત્ત

પિંગળ તો શીખ્યા પણ ડિંગળ ચલાવિ રિંખ્યા,
સાંભળીને સ્રોતા થંભિલિમાં ન ભળી ગયાં;
લોક કહે ફોક કેનિ, હાલી નહી ઠોક કોક,
કહે એ તો પોક સાંભળીને ખોટી થૈ રયા;
બનાવ્યો નિબંધ તેમાં હિંગનો નેં ગંધ વાંચી,
શુણી અધાધંધ થઇ, પાછાં મન કાઢિયાં;

---

### શબ્દાર્થ

કડી
૨૪ એતેશે–ફારસી હરફ
૨૫ રંધી–રાધી
વિદ્વત્તા–વિદ્વાનપણું

કાંને કોટે દેખું નહિ લાડનું કે લેખું નહિ,
એવકૂબમાંહિ ખૂબ વાંચીને છપાવિયાં. ૧

દોહા

બેરી આંધળિ પાંગળી નાગી જીવ વિનાનિ,
લોક વિરોધી રસ વિના કાંને કડવિ બિનાનિ. ૨
ખોટી ઉલટા અરથની એવા કૈંક વિચાર,
વાળી કવિતા લવિ બન્યા કવિયો અપરંપાર. ૩
કવિતાનાં લક્ષણ ક્યાં તે જાણો કવિમાંય,
વાહવાહ કહે તેહ પણ સરખા જાણો તાંય. ૪
વાંદરના વિવા વિષે ગદ્ધા મહાજન જાય,
એક વખાણે રૂપને એક કહે સુર વાય. ૫

કવિત્ત

અરેરેરે હાય હાય ઠેકાણે ઠેકાણે ગાય,
એવી શું કવિતા થાય અંઅંઅઃઅઃ શું ભણાય;
માતરાના છંદ માતરનાં ન ગાતર ખરાં,
શબ્દ અબદ્ધ નવા અરથ વરથ શાય;
**કવિનો મરમ નથી જાણતો નરમ કવી,**
શરમ ન ધરે મન ભરમ હણી હસાય;
બેટિનું જોબન રૂપ, બાપ શું વખાણે ચૂપ,
રૂઠ જાને કવિ ભૂપ, થતો લાજ કૂપ સાંય. ૬

દોહા

રવિ જેવા કવિના વચન કીરણે કીરણ પ્રકાશ,
થયો તેહ તો નૈ શુણે તારા વચન ઉદાશ. ૭
આજ કાલ્યના છોકરા સુધરેલા કેવાય,
મૂરખતાના ટોકરા તેમાં તું પોશાય. ૮
અવિનિ પઠેં લવિ થૈ કવિ અલંકાર પરવેશ,
રસ પિંગલ પરવેશમાં બો કાડયા છે વેશ. ૯

કવિત્ત

શાકરને કાંકરી કે, તુંથિ તો હું આકરી છું,
માણકને માણ કહે, તું છે હુંથી લાલ શું?

---

શબ્દાર્થ

કડી
૧ સ્રોતા–સાંભળનારાઓ
૫ સૂર–સાદ
૬ અબદ્ધ–ખોટા
૬ ભૂપ–રાજા
કૂપ–કુવો
૯ અવિ–ગાડર
રસ–રસપ્રવેશ

આંબલી આંબને કહે, લી મારામાં છે વિશેષ,
ફડકડિ ફાટકને કેહ તું વિશાલ શું ?
ઘંટને કે ઘંટી હું તો દળિને દઉં છું બંટી,
બગલો કે માન સરોવરનો મરાળ શું ?
કૂકવી સુકવિ બુદ્ધિ સુકવિથી રાખે ઉંધી,
પોતાનિ વખાણે સુધી થાય કોય કાળ શું ? ૧૦

દોહા

કવિતા તું મન જો કરે તો કવિતાનું રૂપ
કેવું તે જોવું ઘટે ગુરૂ મુખથકી અનૂપ. ૧૧
ઝાઝા પુસ્તક નેં ભણે તો કહું એક જ પોથિ,
જેથિ બુદ્ધિ વધી પડે ગ્રંથ ભણ્યે એકશોથિ. ૧૨
રવિ સમ કવિ કવિ શીશ મણિ કવિપતિ કેશવદાસ,
કવિનિ બુદ્ધિ કવિપ્રિયા જેણે કરી પ્રકાશ. ૧૩
તે જો શુંણ એક વાર તો દીશે મોટો પંથ,
ભણિને ધારણ જો કરે તો બન્ય બુદ્ધિ કંથ. ૧૪
તોપણ કવિતા તો કૃપા, કૃપાનાથની થાય,
તો આવે અણચીંતવી જડતા ભવની જાય, ૧૫
ધનધારા કવિતા કળા ધનધારા સ્ત્રીભોગ,
અણચીંતવ્યો આવી મળે રોગ શોગ સંજોગ. ૧૬
ચમત્કારની વાત છે રમત નથી કવિતાઇ,
ગમત કરયેથી શું મળે મત ખેંઓ મહતાઇ. ૧૭

ભાગ–૫

(આ ભાગમાં સુંદર કવિતાના લક્ષણનું વર્ણન છે.)

કવિત્ત

ગાય તાં મળિને લોક, સાંભળી હલાવે ડોક,
અરથ તરત સમઝીને રીઝે મનથી;
ઉત્પ્રેક્ષા ઉપમા પ્રમાણ વ્યંજના અલંકાર,
ધ્વની રસ ભાવ અનુભાવ લૈ લગનથી;

---

શબ્દાર્થ

કહી

૧૦ લી–અક્ષર

વિશાળ–સારૂં

મરાલ–હંસ

૧૫ કૃપાનાથ–પરમેશ્વર, ભવની–જીવતરની

૧૬ ધનધારા–મેઘની ધાર

૧૭ મહતાઇ–મોટાઇ

૧ અલંકાર–ઘરાણું

વાહ વાહ કહે બહુ રાજી થઈ હસે સહુ,
ગુણિ શીશ ધુણિ ધુણિ જેવા પોચા તનથી;
શિથિલ થઇને દિલમાંહિ શીલ સારૂ લેખિ,
પેખિને પરમ પ્રીતિ રાખી લે જતનથી. ૧

પ્રાસ અનુપ્રાસ ઝડ-ઝમક યમક તાલ,
તમક ઠમક રાગ ચમક ચતુરતા;
અરથનો રથ ધમધમતો ધમક થકી,
થરથર થઇ મન મેળવે આતુરતા;
શાંભળતાં રસ વરસાતથી હરખ મન,
સરસ પરસ પણ તરસથી સુરતા;
અરથ ગંભીરતાઇ પદથી પ્રસન્નતાઇ,
ઉપમા અનુપતાઇ અક્ષર અક્ષરતા. ૨

### વસંતતિલકા છંદ

મિથ્યાભિમાન મતખંડન ગ્રંથ પૂરો,
હીરે રચ્યો હરખથી નથિ કૈં અધૂરો;
વિદ્વાન વિજ્ઞ હસસે ધરસે સબૂરો,
મૂર્ખો વિચારિ મરસ્યે કરિ ચિત્તચૂરો. ૩

### દોહા

આનું ખંડન જે કરો, તે છાપી મુજ ઘેર;
મોકલશે તે પર લખિશ, માનિશ મોટી મેર. ૪

વર્તમાન કે ચોપડી પર ખરચ્યાનું નેમ;
લીધું છે તે વાસતે, મોકલજો ધરી પ્રેમ, ૫

તે ઉપર જે હું લખું, તે છાપી પરકાશ;
કરશો તો સતિસુત ગણિશ, નહિ તો ગણિકા દાશ. ૬

એડીટર ને એટલું, આગળથી આ બાનું:
આપું છું તે ચેતજયો, પછિ નથિ ધર બાપાનું. ૭

સંપૂર્ણ

---

### શબ્દાર્થ

કડી

૧ ધ્વનિ–બીજો ભાવ
શીશ–માથું
શીલ–સ્વભાવ

૨ અક્ષરતા–કદાચ નહીં એવો
૩ વિજ્ઞ–ઘણું સમજનારો
૫ ખરચ્યાનું–દ્રવ્ય ખરચ્યાનું
૬ ગણિકા દાશ–ભડવા

# પરિશિષ્ટ ૨

## કવિશ્રી નર્મદાશંકરની સાહિત્યસેવાની વર્ષાનુક્રમણિકા

| વિષય | અંક | વર્ષ | વિષયનામ |
|---|---|---|---|
| નિબંધ | ૧ | ૧૮૫૦-૫૧ | મંડળી મળવાથી થતા લાભ |
| ,, | ૨ | ૧૮૫૬ | વ્યભિચાર નિષેધક |
| ,, | ૩ | ,, | મુઆં પછવાડે રોવા કૂટવાની ઘેલાઇ. |
| ,, | ૪ | ,, | સ્વદેશાભિમાન |
| ,, | ૫ | ,, | નિરાશ્રિત પ્રત્યે શ્રિમંતના ધર્મ |
| પુસ્તક | ૬ | ૬-૪-૧૮૫૭ | પિંગળ પ્રવેશ |
| નિબંધ | ૭ | ૧૮૫૭ | સ્ત્રીના ધર્મ |
| ,, | ૮ | ૧૮૫૭ | ગુરૂ અને સ્ત્રી |
| ,, | ૯ | ૨૫-૪-૧૮૫૮ | અલંકાર પ્રવેશ |
| પુસ્તક | ૧૦ | ૧૮-૫-૧૮૫૮ | નર્મકવિતા અંક ૧-૨ |
| ,, | ૧૧ | અકટોબર ૧૮૫૮ | નર્મકવિતા અંક ૩ |
| ,, | ૧૨ | જુન-જુલાઇ ૧૮૫૮ | રસપ્રવેશ |
| નિબંધ | ૧૩ | ૧૮૫૮ | ગરિબાઇ વિશે ભીખારીદાસનો સંવાદ |
| ,, | ૧૪ | ૧૮૫૮ | કવિ અને કવિતા |
| ,, | ૧૫ | ૧૮૫૯ | સંપ |
| ,, | ૧૬ | ૧૮૫૯ | વિષયી ગુરૂ |
| ,, | ૧૭ | ૧૮૫૯ | ગુરૂની સત્તા |
| પુસ્તક | ૧૮ | ૧૮૫૯ | નર્મકવિતા અંક ૪-૫-૬-૭-૮ |
| લેખ | ૧૯ | ૧૮૫૯ | દેશ વ્યવહાર વ્યવસ્થા માત્ર એક બે પ્રકરણો (અર્થશાસ્ત્ર) (મરાઠી ઉપરથી ભાષાંતર) |
| પુસ્તક | ૨૦ | જુલાઇ આગસ્ટ ૧૮૬૦ | નર્મકવિતા અંક ૯-૧૦ |
| ,, | ૨૧ | ૧૮૬૦ | દયારામકૃત કાવ્યસંગ્રહ (નાનો) |
| નિબંધ | ૨૨ | ૧૮૬૦ | પુનર્વિવાહ |
| ,, | ૨૩ | ૧૮૬૦ | લગ્ન અને પુનર્લગ્ન |
| ,, | ૨૪ | ,, | ભક્તિ |
| ,, | ૨૫ | ,, | સાકાર |
| પુસ્તક | ૨૬ | ,, | મનહરપદ (મનોહર સ્વામીનાં પદો) |
| નાટક | ૨૭ | ૧૮૬૦ | કૃષ્ણકુમારી (૧ લી આવૃત્તિ) |

| વિષય | અંક | વર્ષ | વિષયનામ |
|---|---|---|---|
| નાટક | ૨૮ | ૧૮૬૧ | *નર્મકોશ અંક ૧ |
| ,, | ૨૯ | ૧૮૬૧ | ઋતુવર્ણન |
| નિબંધ | ૩૦ | ૧૮૬૧ | બ્રહ્મતૃષા |
| પુસ્તક | ૩૧ | ૧૮૬૨ | †નર્મકવિતા પુસ્તક ૧ લું (૭ વરસની કવિતાનો સંગ્રહ) |
| ,, | ૩૨ | ,, | *નર્મકોશ અંક ૨ જો |
| ,, | ૩૩ | ૧૮૬૨ | અંગ્રેજી–ગુજરાતી લઘુકોશ જે અરદેશર નાનાભાઇએ છપાવ્યો તેમાં ૨૫૦ પાના કવિની મહેનતના છે. |
| ,, | ૩૪ | ૧૮૬૩ | †નર્મકવિતા પુસ્તક ૨ જું |
| પુસ્તક | ૩૫ | ૧૮૫૯–૬૩ | તુલજી–વૈધવ્ય ચિત્ર (સંવાદ રૂપે) |
| નિબંધ | ૩૬ | ૧૮૬૪ | હિન્દુઓની પડતી |
| પુસ્તક | ૩૭ | ૧૮૬૪ | †નર્મકવિતા-(મોટું પુસ્તક સંગ્રહ) |
| વર્તમાનપત્ર | ૩૮ | ૧૮૬૪ | "ડાંડીઓ" શરૂ કર્યો |
| પુસ્તક | ૩૯ | ,, | *નર્મકોશ અંક ૩ જો |
| નિબંધ | ૪૦ | ૧૮૬૪ | રણમાં પાછા પગલાં ન કરવા વિષે |
| પુસ્તક | ૪૧ | ૧૮૬૫ | ✓ ‡નર્મગદ્ય પુ. ૧લું (કવિની છબી સાથે) |
| ,, | ૪૨ | ૧૮૬૫ | ✓ કવિચરિત્ર |
| પુસ્તક | ૪૩ | ૧૮૫૦–૬૫ | કવિ અને કવિતા અંક ૧–૨–૩ |
| પુસ્તક | ૪૪ | ,, | ગીતાવળી અંક ૧ લો |
| લેખો | ૪૫ | ૧૮૫૬–૬૫ | બુદ્ધિવર્ધક ગ્રંથમાં (કુલ ૪૨ છે) |
| લેખો | ૪૬ | ૧૮૬૪–૬૫ | ડાંડીયા-વર્તમાનપત્રમાં કુલ વિષયો ૫૦ છે) |
| લેખો | ૪૭ | ૧૮૫૦–૬૫ | હેન્ડબીલ, ન્યુસપેપર વગેરે (કુલ ૮ વિષયો છે) |
| પુસ્તકો | ૪૮ | ૧૮૬૫ | ✓ દયારામકૃત કાવ્યસંગ્રહ (મોટો) |
| ,, | ૪૯ | ૧૮૬૫ | ×નર્મવ્યાકરણ ભાગ ૧ લો; વર્ણવિવેક. |
| ,, | ૫૦ | ૧૮૬૫ | ‡સુરતની મુખતેસર હકીકત નર્મગદ્ય પુ. ૨ જું, અંક ૧ લો) અર્પણ ડો૦ ધીરજરામને |
| પુસ્તક | ૫૧ જુન | ૧૮૬૬ | ×નર્મવ્યાકરણ ભાગ ૨ જો ખંડ ૧લો શબ્દવિવેક |
| ,, | ૫૨ | ૧૮૬૬ | *નર્મકોશ અંક ૪ થો |

| વિષય | અંક | વર્ષ | વિષયનામ |
|---|---|---|---|
| પુસ્તક | ૫૩ | ૧૮૬૬ | નાયિકા વિષય પ્રવેશ |
| ,, | ૫૪ | ૧૮૬૬ | ‡મારી હકીકત (નર્મગદ્ય પુ. ૨જું, અંક ૨ જો.) |
| ,, | ૫૫ | ૧૮૬૬-૬૭ | †નર્મકવિતા (એક મોટા પુસ્તકરૂપે) |
| નિબંધ | ૫૬ | ૧૮૬૭ | મેવાડની હકીકત |
| ,, | ૫૭ | ૧૮૬૮ | સઙ્જીવારોપણ |
| ,, | ૫૮ | ૧૮૬૮ | સ્ત્રી કેળવણી |
| ,, | ૫૯ | ૧૮૬૮-૬૯ | ગુજરાતીઓની સ્થિતિ |
| ,, | ૬૦ | ૧૮૬૯ | કેળવણી વિશે |
| ,, | ૬૧ | ૧૮૬૯ | કુળ મોટપ |
| ,, | ૬૨ | ૧૮૬૯ | ઉદ્યોગ તથા વૃદ્ધિ |
| નિબંધ | ૬૩ | ૧૮૬૯ | સુખ |
| ,, | ૬૪ જુલાઈ | ૧૮૭૦ | રામાયણનો સાર |
| પુસ્તક | ૬૫ | ૧૮૭૧ | †નર્મકવિતા પુ. ૨જું, ગ્રંથ ૩ જો, ૧૮૬૯ના જુનથી તે ૧૮૭૦ના મે સુધીનો સંગ્રહ. |
| નિબંધ | ૬૬ | ૧૮૭૦ | મહાભારતનો સાર |
| ,, | ૬૭ | ,, | ઇલિયડનો સાર |
| ,, | ૬૮ | ,, | મહાપુરૂષોનાં ચરિત્ર |
| પુસ્તક | ૬૯ | ,, | નર્મકથાકોશ કીં. રૂ. ૩॥. અર્પણ ઠક્કર લખમીદાસ ખીમજીને |
| ,, | ૭૦ | ,, | નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત (રીત કથન સાથે) |
| ,, | ૭૧ | ૧૮૭૨ | પ્રેમાનંદકૃત દશમસ્કંધ (સંપાદન) |
| ,, | ૭૨ | ૧૮૭૩ | *નર્મકોશ (મોટો) |
| પુસ્તક | ૭૩ | ૧૮૭૪ | ‡નર્મગદ્ય (મૂળ, કવિનું તૈયાર કરેલું) |
| ,, | ૭૪ | ૧૮૭૫ | ‡નર્મગદ્ય (સરકારી, મહિપતરામનું સુધારેલું) |
| ,, | ૭૫ | ૧૮૭૪ | મહાદર્શન ૧ લું (જગતના પ્રાચીન ઇતિહાસનું સમગ્ર દર્શન) |
| પુસ્તક | ૭૬ | ૧૮૭૧-૭૪ | ઇરાનજગરંગ પુ. ૧ લું. (જગતનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ) |

| વિષય | અંક | વર્ષ | વિષયનામ |
|---|---|---|---|
| પુસ્તક | ૭૭ | ૧૮૭૫ | પ્રેમાનંદકૃત નળાખ્યાન (સંપાદન) |
| નાટક | ૭૮ | ૧૮૭૬ | રામજાનકીદર્શન |
| પુસ્તક | ૭૯ | ૧૮૭૬ | ®રાજ્યરંગ ભાગ ૨ જો |
| નિબંધ | ૮૦ | ૧૮૭૬ | આર્યદર્શન (સુરત આસો સુદ ૧૦ સં. ૧૯૩૨) |
| નાટક | ૮૧ | ૧૮૭૮ | દ્રૌપદીદર્શન |
| ,, | ૮૨ | ૧૮૭૮ | સીતાહરણ નાટક |
| નિબંધ | ૮૩ | ૧૮૭૯ | ધર્મ જિજ્ઞાસા (આર્યજ્ઞાન વર્ધકમાં) |
| હસ્તપત્ર | ૮૪ | ૧૮૭૯ | ગ્રહણ કાળ |
| નાટક | ૮૫ | ૧૮૮૧ | શ્રી સાર શાકુન્તલ |
| નિબંધ | ૮૬ | ૨૯મી મે ૧૮૮૧ | સામાજિક તથા સનાતન ધર્મ સ્થિતિ |
| ,, | ૮૭ | ૭ મી આગસ્ટ ૧૮૮૧ | લગ્ન |
| ,, | ૮૮ | ૧૪મી આગસ્ટ ૧૮૮૧ | દેશાભિમાન ( નિબંધરૂપે ) |
| ,, | ૮૯ | ૨૧મી આગસ્ટ ૧૮૮૧ | સુધારો અને સુધારાવાળા |
| ,, | ૯૦ | ૧૮૮૧ | બુદ્ધિ |
| નિબંધ | ૯૧ | ૧૮૮૧ | સ્વદેશાભિમાન (અવલો[illegible]૨ ૫) |
| ,, | ૯૨ | ૧૮૮૨ | જૂની ગૂજરાતી ભાષા |
| પુસ્તક | ૯૩ | ૧૮૮૨ | શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ભાષાંતર |
| નિબંધ | ૯૪ | ૧૪મી મે ૧૮૮૨ | આર્યોત્કર્ષ |
| ,, | ૯૫ | ૧૮૮૩ | જ્યુરીશડીકશન બીલ |
| ,, | ૯૬ | ૧૫મી જુન ૧૮૮૪ | મુક્તિતંત્ર |
| પુસ્તક | ૯૭ | ૧૮૮૬ | ધર્મવિચાર (ગુજરાતી પત્રમાં લખાયલા લેખોનો સંગ્રહ ) |
| નાટક | ૯૮ | ૧૮૮૬ | બાળકૃષ્ણ વિજય નાટક |
| પુસ્તક | ૯૯ | ૧૮૮૭ | ✓ કાઠિયાવાડ સર્વ સંગ્રહ (મૃત્યુ બાદ સરકારે બહાર પાડયો) |
| ,, | ૧૦૦ | ૧૮૮૭ | ગુજરાત સર્વ સંગ્રહ (મૃત્યુ બાદ સરકારે બહાર પાડયો) |
| પુસ્તક | ૧૦૧ | ૧૯૧૧ | દેશવ્યવહાર વ્યવસ્થા (મરાઠીનું ભાષાંતર ગુજરાતી પ્રેસે બહાર પાડ્યું) |
| પુસ્તક | ૧૦૨ | ૧૯૩૩ | મારી હકીકત (ગુજરાતી ૨૭-આગસ્ટ) |
| પુસ્તક | ૧૦૩ | ૧૯૩૯ | ઉત્તર નર્મદ-ચરિત્ર |

## કવિ નર્મદાશંકરે જુદા જુદા છાપાઓમાં લખેલા લેખની યાદી.

**નોંધ:** કવિ નર્મદાશંકરે ઇ. સ. ૧૮૬૫ પછી ઘણા વર્તમાનપત્રો અને માસિક પત્રોમાં લેખો લખ્યા છે, પણ તે આજે આપણને મળવા મુશ્કેલ છે. તેવા થોડાક લેખોની એક યાદી કવિએ પોતે કરેલી એક જીર્ણ પત્રમાંથી મળી આવી છે. તે ઉપરથી નીચેની યાદી પ્રગટ કરી છે. સંપાદક —ન. ઇ. દેશાઈ ]

તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૬૫ પછી લખેલા પરચુરણ વિષયોની ટીપ.

| | | |
|---|---|---|
| ૧ | ઉલ્લાઓમાં ખુલ્લી જમીન (મ્યુનિસિપાલિટી) | ૧ લી નવેમ્બર ૧૮૬૫ |
| ૨ | તલાટીઓની બદલી | એજન. |
| ૩ | રેલ્વેની સાખ | ૧ લી ડીસેમ્બર ૧૮૬૫ |
| ૪ | કાઠિયાવાડના નાગરો | ,, |
| ૫ | દેશી રાજ | ૧૫ મી ડીસેમ્બર ૧૮૬૫ |
| ૬ | ચૂએ ખાકે બિલ્લા હજ કો ગયા | ,, |
| ૭ | વલસાડના ધનોરી ગામમાં ધાડ | ,, |
| ૮ | ડાંડિયાનું મોત | ,, |
| ૯ | દેશી રાજ | ૧૫ મી એપ્રીલ ૧૮૬૬ |
| [illegible] | [illegible]શી રાજ | ૧ લી મે ૧૮૬૬ |
| ૧૧ | કુમારિ[illegible]મહેતાજી | એજન |
| ૧૨ | ગ્રન્થકારો | એજન |
| ૧૩ | દેશી રાજ | ૧૫ મી મે ૧૮૬૬ |
| ૧૪ | દેશી રાજ–ભાવનગરની લડાઇ | ,, |
| ૧૫ | ભાવનગર | ,, |
| ૧૬ | ભાવનગર | ,, |
| ૧૭ | ગમન નાની ને ખુલ નાની | ,, |
| ૧૮ | શેર બાઝાર | ૧ લી જુન ૧૮૬૬ |
| ૧૯ | કેળવણી તેવી રેળણી | ,, |
| ૨૦ | દેશી રાજ | ,, |
| ૨૧ | મીસ્ટર સમર્સ | ૧૫ મી જુન ૧૮૬૬ |
| ૨૨ | ગુજરાત મીન્ટ | ૧ લી જુલાઈ ૧૮૬૬ |
| ૨૩ | સામર્સ | ,, |
| ૨૪ | આકાશ તરંગ | ,, |
| ૨૫ | ગરીબાનરામ બાબત | ૧ લી ઓકટોબર ૧૮૬૭ |
| ૨૬ | એજન | ૧૫ મી ઓકટોબર ૧૮૬૭ |
| ૨૭ | એજન | ,, |

૨૮ ગુજરાતી ભાષાનાં પુસ્તક ૧ લી નવેમ્બર ૧૮૬૭
૨૯ મહીપતરામ ૧૫ મી નવેમ્બર ૧૮૬૭
૩૦ કેટલાએક સુધારાવાળા પોતાની ખોડ
છૂપાવવા બીજાને ખોડવાળા કહે છે ,,
૩૧ લાયબ્રેરી ૧ લી માર્ચ ૧૮૬૮
૩૨ હિંદી ભાષા (વર્ષ લખ્યાં નથી)
૩૩ દેશી રાજ
૩૪ જૂના વિચાર ને નવા વિચારનું યુદ્ધ
૩૫ ઉજ્જનનો ગોર ને નાગર બ્રાહ્મણ (આ વિષય આ પુસ્તકમાં છાપ્યો છે.)
૩૬ દેશીરાજ (સ્વપ્નું)
૩૭ દેશીરાજ
૩૮ હિંદુઓનો ઉત્કર્ષ
૩૯ પારડીમાં ગેરીન સાહેબે વાણીઆની ન્યાતમાં થોડો દોડાવ્યો.
૪૦ સુરતમાં (કાગળ ફાટી જવાથી અક્ષર ઉકલતાં નથી. –સંપાદક)
૪૧ પ્રાયશ્ચિત્ત
૪૨ મહાભારત
૧ ડાંડિયો–ત્રીજો અવતાર ૧૮ મી ઓક્ટોબર ૧૮૬૮
૨ સબરસ
૩ ભાવનગરનો રાજા
૪ જામનગરના રાજા વિષે
૫ દેશી રાજ વિષે મનસુખરામના નિબંધ ઉપર ટીકા
૬ સુધારો એટલે શું ?
૭ વિષ્ણુ બાવાની રાજનીતિ
૮ પદાર્થ પ્રદર્શન (ભરૂચ)
૯ અંગ્રેજી અમલદારો ને દેશી રાજો
૧૦ પ્રવાસ સંબંધી પુસ્તકો
૧૧ સંગીત કવિતા
૧૨ સુરત એન્ડ્રુઝ લાયબ્રેરીનો રીપોર્ટ
૧૩ સરકારી ચોપડીઓ ધાતુપટમાં કોતરાય છે
૧૪ વાર્તાનાં પુસ્તકો
૧૫ રાજનીતિ બાબત
૧૬ શક્તિ ને સ્થિતિ (વ્યાજ સંબંધી) (?)
૧૭ મહીની ઉત્તર તરફના લોકો ટેવામલા (?)
૧૮ દક્ષિણ હિંદુસ્તાનમાં મુસાફરી

૧૯ શ્રીમાન મલ્હારરાવ ગાયકવાડ
૨૦ નન્દુલાલનું મરણ
૨૧ કરસનદાસ મુળજીનું દુઃખદાયક મરણ

નોંધઃ—આટલા લેખોનાં નામો મળે છે, પણ તે ક્યા છાપામાં ક્યારે છપાયા છે તે મળતું નથી.   સંપાદક—ન. ઇ. દેસાઇ

---

# પરિશિષ્ટ—૩

## (૧) કવિપુત્ર જયશંકર

કવિશ્રી નર્મદાશંકર સંબંધી અમારી પાસે જે કંઇ હતું, તેમાંથી જેટલું વાંચી શકાયું, ઉકેલી શકાયું, ઉપયોગી જાણવા જોગ લાગ્યું, તે અમે પરિશ્રમપૂર્વક શોધ કરી, તે "મારી હકીકત" અને આ "ઉત્તર નર્મદ-ચરિત્ર"—એમ બે ગ્રંથોમાં આપ્યું છે. હવે કવિના કેટલાક થોડા કાગળપત્રો અત્યંત જીર્ણ અવસ્થામાં અમારી પાસે રહ્યા છે. તેમાંથી બની શકશે તો થોડો થોડો ભાગ અમે "ગુજરાતી" પત્રના દિવાળીના ખાસ અંકોમાં આપવાનો વિચાર રાખ્યો છે. કારણ કે આ કામ થોડીક માથાકૂટનું અને આંખ ફોડીને વાંચવાનું છે. પણ તે પણ બનવું બનાવવું હાલમાં ઇશ્વરાધીન રાખ્યું છે.

કવિના જીવનના ખાસ મોટા મોટા પ્રસંગો અમે આ બે પુસ્તકોમાં આપ્યા છે. માત્ર તેના જીવનમાં એક પ્રકારનો સામાજિક પલટો કરનાર પ્રસંગ આમાં આપી શકાયો નથી. કવિએ પોતે એ વિષયમાં નોંધ રાખેલી, પણ શંકાના પ્રમાણે તેમણે, પોતે જ તેનો નાશ કર્યો હતો. એ વિષય તે તેમનો નર્મદાગવરી સાથે કરેલું પુનર્લગ્ન. એ પ્રસંગ બનતા પહેલાં કવિશ્રીને તેમનાં પહેલાં પત્ની ડાહીગૌરી સાથે થયેલી વાતચીતનો જે ભાગ નાશ કરતાં બચ્યો તે અમે આ પુસ્તકમાં આપ્યો છે. કવિ પોતે પુનર્લગ્નના મોટા દૃઢ આગ્રહી હતા, અને તે માટે તેમને સુરતવાળા પુષ્ટિમાર્ગી એક વૈષ્ણવાચાર્ય, મહારાજ લાયબલ કેસથી મશહૂર થયેલા ગો૦ શ્રી જદુનાથ મહારાજ સામે જીવના જોખમે પ્રત્યક્ષ વાદવિવાદ પણ કરેલો. આ પ્રસંગ કવિએ "મારી હકીકત"માં સવિસ્તર રીતે વર્ણવ્યો છે. કવિ પણ સુધારાવાળા હતા, તેથી તેમણે દાખલો બેસાડવા સારૂ પોતાની ન્યાતની એક વિધવાબાઇ સાથે, એક પત્ની હયાત છતાં, પુનર્લગ્ન કર્યું હતું. કેટલાક કહેવાતા સુધારાવાળાઓ, કવિએ એક ઉપર બીજી પત્ની કરી તે માટે વાંધો કાઢતા હતા, અને તેનાથી દૂર રહેતા હતા.

કવિને આ પુનર્લગ્નની સ્ત્રીથી પુત્ર પ્રાપ્ત થયો હતો. તેનું નામ જયશંકર હતું અને હુલામણાનું નામ બકુડો હતું. એના સંબંધમાં શાસ્ત્રી રાજારા

પોતાના લેખમાં ઉલ્લેખ કર્યો છે. આ ભાઇ જયશંકરને અમે નાનપણમાં જોયા હતા. તેઓ માતા નર્મદાગૌરી અને ઓરમાન માતા ડાહીગૌરી સાથે કાલબાદેવી ઉપર આવેલી જૂની તેલવાડીને નામે ઓળખાતી અને શ્રી નરનારાયણ મંદિરની ઝવેરબાગની ચાલી તરીકે ઓળખાતી ચાલીમાં પહેલે માળે સંસ્કૃત બુકસેલર જેષ્ટારામ મુકુંદજીની ઉપરની ઓરડીમાં રહેતા હતા. આજે આ મકાન તોડી પાડવામાં આવ્યું છે, અને ત્યાં નવું બંધાવવાનું છે. તેઓ ગૌરવર્ણના અને મીઠા બોલા હતા. તેઓ મુંબઇ મ્યુનિસિપાલટિના હિસાબખાતામાં કારકુન તરીકે કામ કરતા; અને બીજી આવક તેમને કવિના ગ્રંથોના વેચાણ માલમાંથી અને નવી આવૃત્તિઓમાંથી થતી. તેથી તેમનો અને તેમની બે માતાઓનો વ્યવહાર સુખરૂપ ઇશ્વરકૃપાએ નભ્યો જતો હતો.

કવિશ્રીનાં પુસ્તકો છાપવાનો અને વેચવાનો પ્રબંધ અમારા પિતા શ્રી ઇચ્છારામ પોતાના "ગુજરાતી" પ્રેસમાં કરી આપતા તેથી તેમનો અને "ગુજરાતી" પ્રેસ સાથેનો સંબંધ તેમના મરણપર્યંત સારો સચવાયલો હતો.

એક પછી એક તેમની માતાઓ સ્વર્ગવાસી થઇ ત્યારે તેમને એકલવાયું જીવન બહુ અકારૂં લાગતું હતું. તેમના રૂપકાંતિ જુવાની અને સ્થિતિ સારાં હોવાથી તેમને પોતાની વડનગરા જ્ઞાતિમાંથી તેમ પર જ્ઞાતિમાંથી સુશિક્ષિત સુશીલા કન્યા મળે તેમ હતું. પણ મૂળથી ધાર્મિક સંસ્કારો સારા પડેલા હોવાથી તેમને, જ્યાં સુધી સમગ્રહિન્દુ સમાજ પુનર્લગ્નની પ્રથાને માન્ય રાખે અને પુનર્લગ્નથી થતી સંતતિને જ્ઞાતિવ્હેવારમાં સ્થાન આપે, ત્યાં સુધી પરણવાની ના પાડી હતી. તેમના જમાનામાં આજના જેવી સમાજની ક્રાંતિકારક સ્થિતિ નહોતી કે, પુનર્લગ્નથી ઉત્પન્ન થયેલા બાળકોને સંસાર વ્યવહારમાં ઠેકાણે પાડવાની ચિંતા કરવી ન પડે. પુનર્લગ્નથી પેદા થયેલી કન્યા પણ તેમને આપવાની માંગણી થયેલી, તે પણ તેમણે નકારેલી અને આજીવન તેમણે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને, કેમ જાણે પિતાના પુનર્લગ્ન કર્મના પાપનું પ્રાયશ્ચિત ન કર્યું હોય, તેવી સ્થિતિમાં જીવન ગાળ્યું હતું. પોતાની સગી જનેતા મરી ગયા કરતાં પણ ઓરમાન મા ડાહીગૌરી ગુજરી જવાથી તેમને ઘણો આઘાત મનમાં લાગ્યો હતો. છતાં હિંમત રાખી ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી ભાઇ જયશંકરે પોતાનું બાકીનું જીવન ગાળ્યું હતું, અને ભરજુવાનીમાં ૩૧ માર્ચ ૧૯૧૦ માં એકાએક તેઓ ન્યુમોનિક પ્લેગમાં સપડાયા અને લગભગ ૩૫ વરસની વયે દેવલોક પામ્યા હતા. તેઓ માંદા પડયા ત્યારે અમારા પિતાશ્રી ઇચ્છારામ અને મોટાભાઇ મણિલાલ તેમને ત્યાં રોજ ખબર લેવા અને માવજતની ગોઠવણ કરવા જતા. પોતે માંદા પડયા ત્યારે ભાઇ જયશંકરે કવિશ્રીના ગ્રંથો વગેરેની વ્યવસ્થા કરવાનું દસ્તાવેજ કરેલું, અને પોતાના બે મિત્રો ડૉ. મૂળચંદ દામોદરદાસ મુકાતી,

અને ઠાકોરદાસ ત્રિભુવનદાસ તારકસ—એમને વિશ્વાસપાત્ર અને વ્યવસ્થાપકો તરીકે નીમી ગયા હતા. આ બંને ટ્રસ્ટીઓએ ૧૯૧૧ના ડીસેંબર માસમાં કવિના સર્વ ગ્રંથો વગેરના હક્ક ઇલાકા અમારા પિતાશ્રીને નામે કાયદાસર રીતે ચઢાવી આપ્યા.

ભાઇ જયશંકરે કવિશ્રીની પાસે જે અમૂલ્ય છાપેલાં પુસ્તકોનો સંગ્રહ હતો, તેની વ્યવસ્થા કરવામાં મોટી ભૂલ કરી. તેથી કવિની લાયબ્રેરી એક ઠેકાણે ન રહેતાં અસ્તવ્યસ્ત થઇ ગઇ. દા. ત. કવિએ જગતનો ઇતિહાસ લખવા માટે આશરે ૨૦૦ પુસ્તકો વાંચ્યાં વિચાર્યાં હતાં. તે સર્વ તેમના સંગ્રહમાં હતાં. તે સિવાય અંગ્રેજી બ્લેકવુડ મેગેઝીનની ઘણાં વર્ષોની ફાઇલો હતી. તે ઉપરાંત શિલાછાપમાં છાપેલા ઘણા ગુજરાતી, મરાઠી, હિન્દી, વ્રજભાષાના ગ્રંથો અને સામાજિક પત્રો હતા. ગુજરાતી ભાષાના છાપેલા ગ્રંથો જ્યારથી છાપખાના ચાલુ થયાં ત્યારના હતા. એ સિવાય કવિએ ગુજરાતી કવિચરિત્ર લખવાને અને ગુજરાતી શબ્દકોશ રચવામાં ઉપયોગી થાય તે માટે ઘણા પ્રાચીન વૈદિક વર્ગના અને જૈન વર્ગના હસ્તલિખિત ગ્રંથો એકઠા કરેલા હતા. આમાંથી આ હાથપ્રતો તો કવિએ જીવતાં જેના તેના પાછા આપી દીધાં હતાં, પણ છાપેલા ગ્રંથો પોતા પાસે રાખ્યા હતા. તેમાંથી રા. જયશંકરે કેટલાક ગુજરાતી અને અંગ્રેજી, થોડાક હિન્દી મુંબઇની ભૂલેશ્વર ઝવેરીલાલ ઉમિયાશંકર લાયબ્રેરીને આપ્યા; કેટલાક ગુજરાતી અને અંગ્રેજી સુરતની ગોપીપરાની જૈન લાયબ્રેરીને આપ્યા, અને મરાઠી હિન્દી પુસ્તકોનો સર્વ સંગ્રહ મુંબઇના મરાઠી ગ્રંથ સંગ્રહાલયને આપી દીધા. આથી કવિનું પુસ્તકાલય વેરવિખેર થઇ ગયું. આજે સુરતની જૈન લાયબ્રેરીમાં અને મુંબઇની ભૂલેશ્વર લાયબ્રેરીમાં ગ્રંથરક્ષકોની બેદરકારીને લીધે કવિના ઘણા મૂળ ગ્રંથો ખોવાઇ ગયા છે કે ઓળવાઇ ગયા છે. અને કેટલાક તો પસ્તીમાં જરીપુરાણાવાળાને અપાઇ ગયા છે. જે કંઇ વારસો "ગુજરાતી" પ્રેસના માલીકોને મળ્યો, તે તેમને સમય અને ધનના ભોગે આજ સુધી સાચવ્યો છે, અને કવિશ્રીની સ્મૃત્તિ ગુજરાતી પ્રજામાં જળવાયલી રહે તે માટે "ગુજરાતી" પત્રમાં, તેના દિવાળીના ખાસ અંકોમાં લેખો લખાવી, કવિના કાગળીઆઓ તપાસી ઉતરાવી છપાવીને તાજી રાખી છે, અને કવિના ગ્રંથો લગભગ લાગટ કીંમતે જનતામાં વેચ્યા છે. તેનો માત્ર એક કોશ છપાવીને પ્રકટ કરવાનો બાકી રહ્યો છે, અને થોડો ભાગ જે છપાયો છે તે એક ભાગમાં થોડા સમયમાં બહાર પાડવાની અમો આશા રાખીએ છીએ.

કવિપુત્ર જયશંકર જ્યારે ૩૧ મી માર્ચ ૧૯૧૦ માં દેવલોક પામ્યા ત્યારે "ગુજરાતી" પત્રના તા૦ ૧૦ મી એપ્રીલ ૧૯૧૦ ના અંકમાં જે શોકનોંધ લેવાઇ હતી તે અત્રે પ્રકટ કરી છે. (સંપાદક:—ન. ઈ. દેસાઈ.)

× + + +

## (૨) કવિપુત્ર જયશંકરના જીવનની નોંધ

કવિ નર્મદાશંકરના એકના એક પુત્રના મૃત્યુ સમાચાર અમે ગયા અંકમાં આપી ગયા છીએ. મી૦ જયશંકરનો જન્મ ૧૮૭૫ માં થયો હતો. એટલે મરણ સમયે તેનું વય ૩૫–૬ વરસનું હતું. કવિના કેટલાક ખાસ ગુણો મી૦ જયશંકરમાં નૈસર્ગિક હતા, તેમજ તેનો વિદ્યાનો શોખ અપ્રતિમ હતો. કંઇક સંકુચિત સ્થિતિમાં અને કંઇક શરમાળ હોવાને લીધે તે બહાર પડતો જણાયો નથી, પરંતુ અમારા અનુભવથી સારી રીતે જાણી શક્યા છીએ કે નાટ્યકળાનું જ્ઞાન, અને તેની પરીક્ષક અને અવલોકન શક્તિ તેનામાં સામાન્યથી વિશેષ હતી. મુંબઇમાં થતાં નાટકોમાં વસ્તુસંકલનાના, પડદા પોશાકના, સીન સીનેરીના, અને સંગીત શાસ્ત્રના કેવા દોષો છે તે સંબંધી મી૦ જયશંકરે જે વિચારો દર્શાવ્યા હતા તે જો કાગળપર મુકાયા હોત તો વાચનારાઓ તેની તુલના, નિરીક્ષણ શક્તિની ખરેખરી તુલના, કરી શકત. ચાલુ વરસના દિવાળીના અંક માટે, મુંબઇની રંગભૂમિપર એક લેખ લખી આપવાની એણે કબુલાત આપી હતી, પણ તે ઇચ્છા પૂર્ણ થયા પૂર્વે એનું અવસાન થયું છે.

મરનારમાં એક બીજો ઉત્તમ ગુણ અમે એ જોયો છે કે, તેમના પિતાએ પુનર્લગ્ન કીધેલું છતાં, પોતાને પુનર્લગ્ન કરવાની ઘણી તકો અપાયા છતાં, ઘણા આગેવાનોનો આગ્રહ છતાં, ઘણી ઘણી રીતે સમજાવ્યા, ફુસલાવ્યા ને દબાણો થયા છતાં, તેનાથી તે ઘણો દૂરનો દૂર રહ્યો હતો, જેનું ખરૂં કારણ અમે કળી શક્યા નથી, પણ અમે માત્ર એટલું જ અનુમાન કહાડી શકીએ છીએ કે 'ગુજરાતના રત્નરૂપ કવિનો પુત્ર છતાં જો આજે મારી આ સ્થિતિ ન્યાત અને સમાજમાં છે તો ભવિષ્યમાં મારી અને મારી સંતતિની સ્થિતિ સમાજમાં કેવી થઇ જાય, તો તેમાંથી પોતાની ભવિષ્યની સંતતિને સુરક્ષિત રાખવાને માટે જ તેણે પુનર્લગ્નની ગ્રંથીમાં પડવાની ના કહી હોવી જોઇએ. પુનર્લગ્નના વછવાલા કરનારી વ્યક્તિઓ આજે હયાત હોવાથી તેમનાં નામ પ્રગટ કરવા અમે તત્પર નથી; પરંતુ અમે ખાત્રીપૂર્વક જાણીએ છીએ કે ભાઇ જયશંકર સાથે પુનર્લગ્ન કરવાનું માગું, એક બ્રાહ્મણે પોતાની દીકરી માટે કીધું હતું, એક સ્ત્રીએ પોતાની દીકરી માટે કીધું હતું, અને જયશંકરની નાદુરસ્ત તબીઅતમાં તેના જણાવ્યા પ્રમાણે જયશંકરના પાંચ પૈસાને લોભે દીકરી પાસે સેવા કરાવવાનો પ્રયત્ન પણ કીધો હતો. એક ઔદિચ્ય બ્રાહ્મણે પુનર્લગ્નના હિમાયતી મારફતે પોતાની દીકરીને માટે મોટી ખટપટ કરી હતી, અને એક આગેવાન પુનર્લગ્નના હિમાયતીએ એક હજારનો ચાંદલો પણ કરવાની માંગણી કરી હતી. કવિનાં ધર્મપત્ની ડાહીગવરીના તથા નર્મદાગવરીના સમયમાં પણ

ઘણી ઘણી ભલામણો જયશંકરના પુનર્લગ્ન કરવા માટે થઇ હતી, તે સર્વ પ્રસંગે જયશંકરે જે ડહાપણ બતાવી પુનર્લગ્ન કરવાની ના જ પાડી, ત્યારે અમે ધાર્યું હતું કે ડાહીગવરીની પુનર્લગ્નની વિરૂદ્ધની લાગણીને અનુસરીને જ એ ચાલે છે. પરંતુ ડાહીગવરીના પંચત્વને પામ્યા પછી પણ એ જ આગ્રહને તેને મક્કમપણે વળગી રહેતો જોયો, ત્યારે અમે માન્યું કે પુનર્લગ્ન કરવાનું જે સાહસ કવિરત્ને ઉઠાવ્યું હતું તેનું ખરેખરૂં પ્રાયશ્ચિત્ત જયશંકર કરી, પોતાનાં માતાપિતાની સદ્ગતિ કરે છે! જ્યારે જ્યારે જયશંકરના સંબંધમાં આવેલાં સ્ત્રી–પુરૂષો તેના પર પુનર્લગ્ન દ્વારા એ લગ્ન કરી પોતાનો વંશ રાખવાનું દબાણ કરતાં, ત્યારે ત્યારે તે ગભરાઇને અમારી સલાહ લેવાને આવતો હતો, અને તે વેળાના તેના મુખના આ શબ્દો હતા–"પુનર્લગ્ન કરીને હું નાગર જ્ઞાતિમાંથી નીકળી જવા માગતો નથી, અને પુનર્લગ્ન કરીને વંશ રાખવાની મારી ઇચ્છા નથી." ડાહીગવરીની સંપૂર્ણ ઇચ્છા એ હતી કે જો મળે તો નાગર જ્ઞાતિ–પછી છ નાગરોમાંના કોઇ પણ નાગરની જ્ઞાતિમાંથી જ કન્યા મેળવી લગ્ન કરવું. ધન્યવાદની વાત એ છે કે નર્મદાગવરીએ પણ એકે દિવસે એવી કાળજી કરી નથી કે જયશંકર પુનર્લગ્ન કરી ગૃહસંસારી બને. ઉક્ત બન્ને માતાના મરણ પછી જયશંકરમાં એક પણ દિવસે પુનર્લગ્ન કરી ગૃહસંસારી બનવાની કામના થઇ નથી, એ એની જીવનકળાનું એક અદ્ભુત રહસ્ય છે. સત્ય કહીયે તો રાજ્યરંગ લખ્યા પછી કવિના ચારિત્ર્યમાં જે મહદાશ્ચર્યકારક પરિવર્તન થયું હતું તેનું જ એ ઉત્તમ ફળ છે. ૧૮૭૪–૭૫નાં કાળના કવિનાં વિચારો જયશંકરમાં ઉતર્યા હતા. કવિનાં ધર્મપત્ની ડાહીગવરીએ પણ મરણ વખતે જયશંકરને એ જ બોધ આપ્યો હતો કે પુનર્લગ્નથી ગૃહસંસારી થવાનો વિચાર જ કરતો નહિ, અને તે વચનની સફળતા કરવામાં જયશંકર મોટું માન સમજતો હતો. આજકાલ જ્યારે પુનર્લગ્નીઆના છોકરાઓ પુનર્લગ્ન કરીને પોતાની જ્ઞાતિને તરછોડી બહિષ્કાર થવામાં સાર્થકતા સમજે છે, ત્યારે જયશંકર શુદ્ધ નાગર બ્રાહ્મણ કહેવામાં જ પોતાનું મહત્વ સમજતો હતો.

વડનગરા નાગર બ્રાહ્મણોને પણ આ પ્રસંગે ધન્યવાદ આપ્યા વગર અમે રહી શકતા નથી. કવિ જેવો કવિ, નાગરી જ્ઞાતનું મ્હોરૂં, સુરતની સુંદર સુરત અને સાહિત્યનું એક અમૂલ્ય રત્ન, તેનું ગૌરવ નાગરોએ પુરેપુરૂં સંભાળ્યું છે. કવિ, નર્મદાગવરી, ડાહીગવરી, અને છેલ્લે જયશંકરના અંત્યેષ્ટી સંસ્કારો નાગર બ્રાહ્મણોને હાથે જ થયા છે. સાઠોદરા નાગરોમાં બે કીંમતી રત્ન હતાં, કવિ રત્ન દયારામભાઇ અને નભુલાલ દ્યાનતરામ; વડનગરા નાગરોમાં બે રત્ન હતાં, ભક્તરાજ નરસિંહ મહેતો અને નર્મદાશંકર

કવિ, દેશકાલ પરત્વે પૂર્વના કવિઓના તો તેમના ગ્રંથોથી જ યશ વિસ્તરે છે. કવિ નર્મદાશંકરના ગ્રંથો તો તેથી વિશેષ તેનો યશ વિસ્તરે છે, પરંતુ સુરતનું એક રત્ન અલોપ થઇ ગયું, તેનું સ્મરણ સુરતની કે ગુજરાતની પ્રજાએ રાખવાનો પ્રયત્ન પણ નથી કીધો, એનાથી વિશેષ શોકકારક બીજું કંઇ પણ હોઇ શકે નહિ. કવિ દલપતરામનું સ્મરણ, અમદાવાદમાં દલપત પુસ્તકાલય સ્થાપી રાખવાનો પ્રયત્ન ચાલુ થયો છે. સુરત અને ગુજરાતના સાક્ષરો, અને સુરતના વડનગરા નાગરો, નરસિંહ મહેતાના મરણ પછી આજે એમ અભિમાન લે છે કે "અમારી ન્યાતનો નરસિંહ મહેતો હતો; "તેમ સૈકા બે સૈકા પછી" અમારી જ ન્યાતનો અને અમારા જ શહેરનો કવિ નર્મદ હતો." એટલામાં જ શું તેઓ મહત્વ સમજશે ?'

( 'ગુજરાતી' તા. ૧૦ એપ્રીલ ૧૯૧૦ )

---

# પરિશિષ્ટ ૪

## કવિ નર્મદની છબી

આજે ગમે તેવો લેભાગુ લેખક પોતાની ગમે તેવી અલફાઉ કવિતા કે લેખ સાથે પોતાનું ચાડું છપાવવા મરી પીટે છે: પણ કવિ નર્મદના કાળમાં (ઇ. સ. ૧૮૬૫ માં) પોતાનો ફોટો–ચિત્ર પોતાના જ પુસ્તકમાં છપાવવો, એ અવિવેક ગણાતો. પણ સર્વ વાતમાં પ્હેલ કરનાર આ વિષયમાં પણ પાછળ શા માટે પડે? તેણે સ્તુતિ કે નિંદાની પરવા કર્યા વગર જ પોતાનો ફોટો હિંમતથી છપાવ્યો છે. આ સંબંધમાં કવિએ "જુના નર્મગદ્ય"ની પ્રસ્તાવનામાં સ્પષ્ટ લખ્યું છે. તે વખતે ફોટો બ્લોકની રીત નહોતી, તેથી સ્ટીલ એન્ગ્રેવિંગ કામ ઇંગ્લાંડ કે જરમનીમાંથી કરાવી મંગાવવું પડતું. કવિએ આ એન્ગ્રેવિંગ ચિત્ર જરમનીથી કરી મંગાવ્યું છે. કવિ ૨૭ વરસની ઉમ્મરે ( ઇ. સ. ૧૮૬૦ માં) કેવા દેખાતા તેનું આ ચિત્ર છે. 'જુનું નર્મગદ્ય' ૧૮૬૫ માં છપાયું, ત્યારે તેમાં છાપેલી છબીની નીચે "નર્મદ; આખરે જુદાઇ જ" એ જ્ઞાન વૈરાગ્યની ભાવનાવાળું જ વાક્ય કવિએ છાપ્યું છે. તેમ પ્રસ્તાવનામાં પણ મારો ફોટો કે ચિત્ર, કે છબી, એ શબ્દ ન વાપરતાં ચાડું શબ્દ વાપર્યો છે. (આ 'નર્મગદ્ય' 'ગુજરાતી' પ્રેસે 'જૂનું નર્મગદ્ય' એ નામે ફરીથી છાપેલું છે.) આજના સુધરેલા કહેવાતા વિચારનારાઓ અને સમાજના ફાટેલાઓને કદાચ નર્મદનો વિવેક સ્વમાન હનન જેવો લાગશે.

આ રીતે ફોટો છપાવી પોતાની પ્રશંસા કરવી તે સમયે લોકોમાં પ્રચલિત ન હોવાથી આવું કરનારની નિંદા થતી અને ટીકા થતી. તે નીચેના રમુજી ઇતિહાસ ઉપરથી જણાશે.

કવિએ આ ચિત્ર છપાવ્યા પછી અમદાવાદવાળા કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ પોતાની કવિતાનો મોટો સંગ્રહ છપાવ્યો, તેમાં તેઓ પોતાની છબી મૂકી શક્યા ન હોતા, અથવા તેઓએ સ્વેચ્છાએ મૂકી જ ન હોતી. કોઇ કદાચ, કેમ છબી મૂકી નહીં એવું પૂછે તેના જવાબમાં તેમણે આ એક સુભાષિત રચીને મૂક્યું હતું:

શું જોશો તનની છબી, એમાં નથી નવાઇ;
નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઇ.'

આ કાવ્યગ્રંથ પ્રકટ થતા સુરતમાં છપાતાં "સ્વતંત્રતા" નામના માસિક પત્રમાં (જે વખતે તેનું તંત્ર શાહ કીકાભાઇના હાથમાં હતું, અને સ્વ. ઇચ્છારામ દેશાઇ તંત્રી ખાતામાં હતા) 'વિજયવાણી'ના કર્તા વિજયાશંકરે તેનો રીવ્યુ (અવલોકન) લેતાં લખ્યું હતું કે,

"મનની તે છબી જોઇને, ઉપજે સંશય આમ;
છે આ દલપતરામ કે અમદાવાદી × × ×?

આમાં પાદપૂર્તિ માટે કયો શબ્દ મૂકવો તે સમજી શકાય તેમ છે, આ વચન નર્મદાશંકર અને દલપતરામ વચ્ચે સ્પર્ધા છે, એમ માનીને પાછલા સમયમાં એ મશ્કરીવાળો દોહરો કવિ નર્મદાશંકરે રચ્યો છે, એવું ભ્રમથી મનાવા લાગ્યું છે. એ ભ્રમ હવે દૂર થવો જોઇએ.

કવિ નર્મદાશંકર અને દલપતરામ વચ્ચે કોઇ જાતની સ્પર્ધા હોય કે નહીં હોય, તો પણ તેમના વખાણનારાઓએ તેવું સ્વરૂપ તો આપી દીધેલું છે. પણ બંને વચ્ચે કશો વૈમનસ્ય ભાવ નહોતો. એ તો કવિ દલપતરામ કવિ નર્મદાશંકરના આમત્રંણને માન આપી, તેમના સુરતના સરસ્વતી મંદિરનું વાસ્તુ મુહૂર્ત ઉજવ્યું ત્યારે સુરત પધાર્યા હતા, તે ઉપરથી જણાશે, આરંભના સમયમાં કવિને દલપતરામ વિષે કંઇ ખોટો ગ્રહ બંધાયલો ખરો, પણ પાછળથી ફેરવાયેલો.

—સંપાદક

૧૨૦૧

મહાકવિ સોમદેવ ભટ્ટ વિરચિત

# કથાસરિત્સાગર

## ભાગ ૧ લો અને ૨ જો

નામ પ્રમાણે આ ગ્રન્થ સુંદર, મનોવેધક કથાઓનો સંગ્રહ છે. આ કથાઓ ઉપર તો પ્રો. બેઇન જેવા પણ મુગ્ધ થઇ ગયા હતા અને ટૉની તથા પેન્ઝરા જેવાઓએ લોભાઈને તેનું અંગ્રેજીમાં પણ ભાષાંતર કર્યું છે. પ્રો. બેઇને તો અનુકરણ પણ કર્યાં છે. આ કથાઓ ઉપરથી સેંકડો બલ્કે હજારો કથાઓ-વાર્તાઓનાં પુસ્તકો રચાયાં છે. દરેક કથા બોધપ્રદ અને સુંદર ભાવવાળી છે.

પહેલા ભાગમાં ૧ થી ૯ સુધીનાં લંબકો છે અને બીજા ભાગમાં ૧૦ થી ૧૮ સુધીનાં લંબકો (પ્રકરણો) છે. દિવ્ય સૃષ્ટિમાં આપણે ભ્રમણ કરતા નહિ હોઇએ તેવો જ ભાસ આ કથાઓ વાંચતાં થાય છે. બૃહત્કથા નામક ગ્રન્થ બે હજાર વર્ષ પર, શકકર્તા શ્રી શાલિવાહન મહારાજાના રાજકવિ ગુણાઢ્ય જે મહાકવિના પદને પામ્યો હતો તેણે ભૂતભાષામાં ૧,૦૦,૦૦૦ શ્લોકોમાં રચ્યો હતો. તે ઉપરથી કાશ્મીરવાસી સોમદેવ મહાકવિએ, તેનો સંસ્કૃતમાં ૨૪,૦૦૦ શ્લોકોમાં અનુવાદ કર્યો હતો. તે પરથી આ ભાષાંતર કરવામાં આવ્યું છે. એમાં ૬૦૦ અતિ અદ્ભુતાશ્ચર્યથી ભરેલી વાર્તાઓ છે, અને આ ગ્રન્થ એવો તો સર્વોત્તમ છે કે, એમાંથી વસ્તુ (Plot) લઇને ઘણા કવિઓએ મોટાં મોટાં કાવ્યો, વાર્તાઓ ને નાટકો રચ્યાં છે. જેમ મહાભારત પરમ પવિત્ર ગણાય છે, તેમ જ આ ગ્રન્થ પણ માન્ય ગણાયો છે. મહાભારત પેઠે એમાં ૧૮ લંબકો છે. મહાભારતમાં જનમેજય સુધીની કથા છે, તે પછીની કથા આ ગ્રન્થમાંથી મળી આવે છે. નરવાહનદત્ત નામનો ચન્દ્રવંશી રાજા, જે પોતાના દિવ્ય બળથી વિદ્યાધર થયો હતો તેની કથા આ ગ્રન્થમાં છે. એ ગ્રન્થ ખરેખરો કથાઓનો અર્થાત્ વાર્તાઓનો મોટો સમુદ્ર જ છે. કાદમ્બરી, પંચતંત્ર, હિતોપદેશ, દશકુમારચરિત્ર, વૈતાલપચ્ચીસી, વિક્રમચરિત્ર, મુદ્રારાક્ષસ, માલતીમાધવ વગેરે કથા તથા નાટકોની વસ્તુ (Plot) એમાં સમાવેલાં છે. બે ભાગમાં આ ગ્રન્થ છે.

ભાગ ૧ લો કિ. રૂ. ૬. : ભાગ ૨ જો કિ. રૂ. ૮. ટ. ખ. જુદું



# श्री कृष्णकर्णामृतम्

અથવા

## ભક્તિ શતકત્રય

શ્રીકૃષ્ણ ભગવાનની અનેકવિધ લીલાઓનું પ્રાસાદિક વર્ણન કરતા કવિ જયદેવ વિરચિત "गीत गोविन्द"ના અમર કાવ્યથી કયો સાહિત્યરસિક કે કૃષ્ણભક્ત અજાણ્યો હશે? રસ, ભાવ, ભાવના, પદલાલિત્ય, અર્થગાંભીર્ય, ગેયતા ઇ. સર્વ ગુણોમાં તેની બરોબરી કરી શકે—અને કયાંક તો તેને પણ ભૂલાવી દે—તેવી ૩૦૦ ઉપરાંત શ્લોકોવાળી સુંદર કાવ્યકૃતિ.

કિં. રૂ. ૩–૫૦ (ટ. ખ. જુદું)

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

રીઝર્વ બેંકની પાછળ, કોટ, મુંબઇ ૧

# મારું પ્રિય વાંચન: "ચંદ્રકાંત"

### ગુજરાતના કલાગુરુ–રવિશંકર રાવળ

"...મારાં પૂજ્ય માતુશ્રી ગામડામાંથી સાસરીયે શહેરમાં આવ્યાં ત્યારે અક્ષરે ભણ્યાં નહોતાં. પણ પછી મારા પિતાના સહવાસમાં આવ્યા પછી વાંચતાં થઇ ગયાં. બીજી રીતે એમની સ્મરણશક્તિ ઘણી સારી એટલે અસંખ્ય ગીતો, પદો, તથા વાર્તાઓ એમને કંઠસ્થ હતાં અને બીજાઓને તે આ બધું મુખપાઠ દ્વારા શીખવી પણ શકતાં.

મારાં માતુશ્રીના વાંચન માટે મારા પિતાશ્રીએ "ગુજરાતી" પ્રેસે પ્રક કરેલું પુસ્તક "ચન્દ્રકાન્ત" ભાગ પહેલો વસાવેલું. કોણ જાણે કેટલાંય વર્ષે અને કેટલીયે વાર મારાં બાએ એ પુસ્તક સાંભળ્યું હશે. એ પુસ્તકમાંના દૃષ્ટાંતે મને મારાં બા સંભળાવતાં. તેઓ ધીરે ધીરે એ વાંચે ને હું સાંભળતો અં અને એ ગ્રંથમાં છૂપાયેલી દેવસૃષ્ટિનો ખ્યાલ આવતો.

મારું વાંચન સ્થિર અને શુદ્ધ થતાં મેં વાંચવા લીધેલું સૌ પ્રથમ પુસ તે આ "ચંદ્રકાંત ભાગ પહેલો"જ હતું. એમાંથી મને 'મહાત્મા,' 'સંત 'વૈરાગ્ય,' 'ત્યાગ,' 'સમર્પણ' વગેરે શબ્દોનું વાતાવરણ સમજાયું. એમાં વર્ણવે રાજકુમાર ધુતિપ્રભની ગુરૂભક્તિએ મારા મનમાં પણ એવો જ સદ્ભા જગાડયો. મારા મનમાં પણ શુદ્ધ ભાવે ગુરૂની સેવાશુશ્રૂષા કરીને સદ્વિદ્યા સાક્ષાત્કાર કરવાના કોડ જાગ્યા. એ વિદ્યા તો અગાધ અને અપાર તે સમયથી મેં મારા કોઇ પણ ગુરૂનો પ્રતિકાર કર્યો નહિ. અને નિરં શ્રદ્ધા અને સદ્ભાવથી તેમના સદ્બોધને અનુસરીને પ્રેરણા ઉત્સાહ પામતો રહ્યો. એ પછીનાં થોડાંક વર્ષમાં બીજાં કોઈ પુસ મારું ચિત્ત આકર્ષ્યું હોય એવું યાદ નથી..."

"નવચેતન"નો દીપોત્સવી ‹

વર્ષ ૪૪; પુસ્તક ૮૮, અંક ૨ જો, નવેમ્બર ૧૯

